بسم الله الرحمن الرحیم

ભાગ ૧

કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

સૂરએ ફાતિહા અને સૂરએ બકરહ (આયત ૧ થી ૧૭૭)

મૂળ લેખક

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ (રહ.)

અનુવાદક

ઇલ્યાસ પટેલ ખાનપુરી







પ્રકાશક

(હઝરત મવલાના) ઈસ્માઈલ ભૂતા સા. (દા.બ.)

મોહતમિમ : જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ, ગુજરાત (ઇન્ડિયા)

بسم الله الرحمن الرحيم

ભાગ
૧

કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

સૂરએ ફાતિહા અને સૂરએ બકરહ (આયત ૧ થી ૧૭૭)


### મૂળ લેખક

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ (રહ.)

### અનુવાદક

ઇલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)







### પ્રકાશક

હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સા. (દા.બ.)

મોહતમિમ : જામિઅતુલ બનાત ટંકારીઆ
મુ.પો.: ટંકારીઆ, તા. જિ. ભરૂચ,
ગુજરાત (ઇન્ડિયા)

**કિતાબનું નામ** : મઆરિફુલ કુર્આન (ગુજરાતી)

**ભાગ** : ૧ (એક)

**મૂળ લેખક** : હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**ગુજરાતી અનુવાદક** : ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**કાયમી સરનામું**

મુ.પો. ખાનપુર દેહ,
તા. જંબુસર, જિ. ભરૂચ
૩૯૨૧૫૦ (ગુજરાત–ઈન્ડિયા)

**પત્રવ્યવહારનું સરનામું**

કિર્તીકુંજ સોસાયટી,
ટેલિ. એક્ષ્ચેન્જ સામે,
મુ.પો. જંબુસર, જિ. ભરૂચ
૩૯૨૧૫૦ (ગુજરાત–ઈન્ડિયા)

ફોન નં. (૦૨૬૪૪) ૨૨૧૪૮૬, મો. ૯૯૯૮૩૮૭૫૪૬, ૯૮૯૮૭૯૭૩૯૪

**પ્રત સંખ્યા** :

**પ્રકાશક** : હઝરત મવલાના ઈસ્માઈલ ભૂતા
મોહતમિમ : જામિઅતુલ બનાત ટંકારીઆ,
મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ.
(ગુજરાત–ઈન્ડિયા)
ફોન નં. : (૦૨૬૪૨) ૨૭૦૩૩૦, ૨૭૦૯૩૨
પ્રેસિડેંટ : મજલિસે ખુદ્દામુદ્દીન ઇન્ટરનેશનલઃ લંડન–યુ.કે.

**પ્રકાશન વર્ષ** : ડિસેમ્બર ૨૦૦૮; જિલ્હજ્જ ૧૪૨૯

**હદિયો** :

**ટાઇપ સેટિંગ** : સફવાન ઈલ્યાસ પટેલ (ખાનપુરી)
સાલેહ પ્રિન્ટર્સ, જંબુસર. મો. ૯૯૯૮૩૮૭૫૪૬

**મેળવવાનું સ્થળ** :

**:: ઇન્ડિયામાં ::**

જામિઅતુલ બનાત ટંકારીઆ
મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ
ફોન નંબર :
(૦૨૬૪૨) ૨૭૦૩૩૦, ૨૭૦૯૩૨

**:: ઇંગ્લેન્ડમાં ::**

Maulana Ismail Bhuta
101, Windsor Road,
London E7 ORA (U.K.)
Ph. (Fax) 020 8471 7866

بسم الله الرحمٰن الرحيم

**અનુક્રમણિકા**

અનુક્રમણિકા

**અનુક્રમણિકા**

## અનુક્રમણિકા

## અનુક્રમણિકા

અનુક્રમણિકા

અનુક્રમણિકા

અનુક્રમણિકા

અનુક્રમણિકા

અનુક્રમણિકા

અનુક્રમણિકા

**અનુક્રમણિકા**

અનુક્રમણિકા

અનુક્રમણિકા

અનુક્રમણિકા

અનુક્રમણિકા

## અનુક્રમણિકા

અનુક્રમણિકા

## અનુક્રમણિકા

**અનુક્રમણિકા**

અનુક્રમણિકા

## અનુક્રમણિકા

અનુક્રમણિકા

અનુક્રમણિકા

## અનુક્રમણિકા

અનુક્રમણિકા

## અનુક્રમણિકા

# ઉઘડતા પાને

(મવલાના) રશીદ ઈબ્રાહીમ નદવી ખાનપુરી
સ્થાપક : મદ્રસહ તરબિયતુલ બનાત
મુ. ખાનપુર દેહ, તા. જંબુસર, જિ. ભરૂચ

اَلْحَمْدُ لِأَهْلِهِ وَالصَّلٰوةُ عَلٰى اَهْلِهَا ـ اَمَّا بَعْد

તફસીર, હદીષ અને ઈસ્લાહો તબ્લીગના વિષયે લખાયેલ કિતાબોમાં અનુક્રમે મઆરિફુલ કુર્આન, મઆરિફુલ હદીષ અને ફઝાઈલે આ'માલને ચૌદમી સદીના મુસ્લિમ જગતમાં સૌથી વધુ પઢાતી કિતાબો હોવાનું સન્માનપૂર્ણ સ્થાન પ્રાપ્ત છે. તેની હજારો નહીં, લાખોની માત્રામાં છપાઈ ચૂકેલ-રહેલ પ્રતો તેના લેખકોના ઈખ્લાસની સાક્ષી આપે છે. ખરેખર, આટલી સરળ ભાષામાં ગહન વાતોની એવી સુંદર રજૂઆત કે સામાન્ય માણસ સમજી જાય અને વિદ્વાન પણ લાભાન્વિત થાય, એ અલ્લાહની તૌફીક, દિલના દર્દ, ઊંડો અભ્યાસ, હિકમત, દીની ઉલૂમના પ્રચાર-પ્રસારનો બહોળો અનુભવ, આવનાર પેઢીઓ સુધી અમાનતદારીપૂર્વક દીન પહોંચાડવાનો જબરદસ્ત જઝબો અને ઉમ્મતથી ખરી મહોબ્બત વગર શક્ય નથી. અલ્લાહ તઆલા આ કિતાબોથી હિદાયત પામનાર કરોડો મુસલમાનો તરફથી ઈખ્લાસના મીનારસમ્ આ કિતાબોના લેખકોને પોતાની શા'નને અનુરૂપ ઉત્તમોત્તમ્ બદલો અર્પણ ફરમાવે. આમીન.

મુખ્લિસીનની આવી જમાઅતમાં "મઆરિફુલ કુર્આન"ના ગુજરાતી અનુવાદ વડે મુહતરમ જનાબ ઇલ્યાસભાઈનું શામિલ થઈ જવું ખરેખર અલ્લાહની મહાન તૌફીક અને સદ્ભાગ્ય ગણાય, અરબીના પેલા શાઈરે કદાચ ઈલ્યાસભાઈના જઝબાતની જ તરજુમાની કરી છે.

اُحِبُّ الصّٰالِحِيْنَ وَلَسْتُ مِنْهُمْ ـ لَعَلَّ اللّٰهَ يَرْزُقُنِىْ صَلَاحًا

કે હું અલ્લાહના નેક બંદાઓથી મહોબ્બત રાખું છું, ભલે તેમનામાંથી નથી. તે આશાએ કે કદાચ અલ્લાહ તેમના સથવારે મને પણ તેમના જેવી તૌફીક અર્પણ કરી દે.

જે કામ કરવાનો વિચાર કદાચ એક સંસ્થા કે અંજુમન કરી શકે, તેવા મહાન કામને પાર પાડવાનું બીડું એકલા હાથે ઝડપવું અને તે પણ એવા

સંજોગોમાં જે સંજોગો એક ઈલ્મી કામ કરવા માટે સાનુકૂળ ન ગણાય, બીમારીએ નોકરી છોડવા મજબૂર કરી દીધા હોય, ભાડાના ઘરમાં દિવસો પસાર થતો હોય, કોમ્પ્યુટર, કાગળ તથા બધી જ લેખન સામગ્રીમાં ભારે ખર્ચ થતો હોય, પોતાની તથા દિકરાની ઝાત સિવાય કામમાં સહકાર આપનાર અન્ય કોઈ સ્ટાફ ના હોય, આર્થિક ભીંસ હોય, વળી અર્ધા મૌલ્વી અને પૂરા શિક્ષક હોય, મહેનત અને ચીવટ માંગી લેતો વિષય હોય, વારે ઘડીએ ઉલમાએ કિરામથી રૂબરૂ અથવા કલાકોના ફોન દ્વારા મદદ લેવી પડતી હોય, સામાજિક જવાબદારીઓ અને અડચણો પણ એક પછી એક આવીને ઊભી થઈ જતી હોય, આવા સંજોગોમાં સાત હજાર પેજના અનુવાદનો વિચાર અને મક્કમકતાથી વળગી રહી અત્યારે પાંચમા સિપારે પહોંચી જવું અલ્લાહની તૌફીક અને દીની ગૈરત વગર શક્ય ખરું ? ઈસ્લામનો ચૌદસો વર્ષનો ઈલ્મી ઈતિહાસ ગવાહ છે કે અલ્લાહને મંજૂર હતું તે કામ વિકટ પરિસ્થિતિઓમાં જ અલ્લાહની મદદના સથવારે અલ્લાહને મંજૂર હતું તે વ્યક્તિના હાથે શરૂ અને પૂર્ણ થયું. અલ્લાહ તઆલા ઈખ્લાસ, ઈસ્તિકામત અને ઈરાદામાં દરરોજ વધારો ફરમાવે અને કુર્આનની ખિદમતની બરકતથી હાલાતને વધુથી વધુ સાનુકૂળ બનાવી દે. આમીન.

અનુવાદકે આ ભાગમાં અનુવાદનો હક અદા કર્યો છે, એવી ખાત્રી હું આપી શકું છું. સંતોષકારક કામ કરવાના શક્ય એટલા પ્રયાસો પણ કર્યા છે છતાં ભૂલચૂક માણસની પ્રકૃતિમાં શામિલ છે. અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺના કલામને જ ફક્ત ભૂલરહિત અને સંપૂર્ણ સત્ય હોવાનું માન–સન્માન પ્રાપ્ત છે. નેક ઈરાદા અને ઈસ્લાહની નિય્યતથી ભૂલો પ્રતિ ધ્યાન અપાવવું ઉત્તમ નેક કાર્ય છે. ઉમ્મીદ છે, વાંચકો એવા વર્ગ તરફથી આવતા તફસીરના આ અનુવાદકને જ્યારે કે, આવા અનુવાદકો મળવા અશક્ય નહિ તો મુશ્કિલ જરૂર છે આવકારશે, હિંમત અપાવશે, આગળ વધારશે અને ખામીઓને દૂર કરવા ખામીયુક્ત પ્રતિભાવના બદલે ઉદારભાવે સલીકા સહિત દૂર કરવાનો પ્રયાસ કરશે.

છેલ્લે એટલું કહેવા મનને રોકી નથી શકતો કે ગુજરાતીમાં ચૌદસો વર્ષના અંતરાલ પછી પહેલીવાર છપાતી આ તફસીર દ્વારા અનુવાદકે ગુર્જર મુસ્લિમ સમાજની ઐતિહાસિક સેવા બજાવી છે. ગુજરાતીનો હવે પછી નો મુસ્લિમ

ઈતિહાસકાર આ મહાન સેવાનો ઉલ્લેખ કર્યા વગર પોતાનો ઈતિહાસ સંપૂર્ણ નહીં જ કરી શકે.

ઈસ્લામી ઈતિહાસના અભ્યાસથી આ પણ માલૂમ પડે છે કે ઘણા ઉલમાએ કિરામના ઈલ્મી કામો, પ્રકાશક કે પ્રકાશન સામગ્રીના અભાવે કલમી સ્વરૂપે એમની પાસે જ પડી રહ્યા, લોકો સમક્ષ ન પહોંચી શક્યા. ઈલ્યાસભાઈ સામે પણ એક ભાગ તૈયાર થઈ જતાં સુધી આ ભાગને છપાવવાનું કાર્ય પડકારરૂપ હતું, આ પડકારને ઝીલી આ ભાગને પ્રેસ સુધી પહોંચાડનાર હઝરત મવલાના ઈસ્માઈલ ભૂતા સાહેબ ખરેખર કુર્આન અને ગુર્જર મુસ્લિમ સમાજનો હક અદા કર્યો છે.

અલ્લાહ તઆલા સ્વીકૃતિનું બહુમાન અર્પણ ફરમાવે અને બંને જહાનમાં ઉત્તમોત્તમ બદલાનું નિમિત્ત બનાવે. આમીન.

(મવલાના) રશીદ ઈબ્રાહીમ નદવી ખાનપુરી
તા. ૧૯ ડિસેમ્બર ૨૦૦૮
હિજરી ૨૦ જિલ્હજ્જ ૧૪૨૯



MOHAMMAD QAMARUZZAMAN ALLAHABADI
محمد قمر الزمان الہ آبادی

الأمين العام لإدارة ☆ المدرسة العربية بيت المعارف، بخشی بازار (روشن باغ) الہ آباد ☆ دار المعارف الإسلامية، کریلی، الہ آباد
☆ بيت القرآن الكريم، تمرباغ، ... الہ آباد ☆ مدرسة العارفات وصوالحات الہ آباد ☆ ادارہ معارف مسلم الأمة کریلی الہ آباد

MAKTABA DARUL MAARIF ALLAHABAD
639/B.Wasiabad, ALLAHABAD-211003
U.P. Indie
Ph: & Fax Resi. 0532-2550436
Madrasa0532-2655888,2456386
Mob. : 9450581807

مکتبہ دار المعارف الہ آباد
بی ۶۳۹/ وصی آباد الہ آباد-۲۱۱۰۰۳ (یو پی) الہند
فون فیکس ۰۵۳۲- دار المعارف : ۲۴۵۶۳۸۶
فیکس ۲۵۵۰۴۳۶ بیت المعارف : ۲۶۵۵۸۸۸
موبائل : ۹۴۵۰۵۸۱۸۰۷

Date........ تاریخ ۱۱ ذوالحجہ ۱۴۲۹ھ

باسمہ تعالیٰ

محب عزیز مولانا اسمٰعیل صاحب بھولا۔ سلمہ

السلام علیکم ورحمۃ اللہ وبرکاتہ۔ یہ معلوم کر کے بہت مسرت ہوئی کہ آپ کے نظام میں معارف القرآن مؤلفہ مولانا مفتی محمد شفیع صاحب کا گجراتی زبان میں ترجمہ شائع ہو رہا ہے۔ یہ بھی معلوم ہوا کہ مترجم حضرات ترجمہ کی اچھی صلاحیت رکھتے ہیں۔ نیز حضرت مولانا موسیٰ کرماڈی (مدظلہ) نے بھی جستہ جستہ دیکھا ہے وہ فرما رہے ہیں کہ ترجمہ بہت ہی عمدہ ہے۔ سلیس و شستہ ہے۔

لہذا اسکی تصدیق و تصویب کرتے ہوئے اس ترجمہ کو نعمت عظمیٰ سمجھتا ہے۔ دل سے دعا ہے کہ اللہ اس محنت و کاوش کو قبول فرمائے اور اصحاب گجرات کو اس سے استفادہ کی توفیق مرحمت فرمائے آمین

والسلام
محمد قمر الزمان الہ آبادی

MOHAMMAD QAMARUZZAMAN ALLAHABADI  محمد قمر الزمان الہ آبادی

الأمين العام لإدارة ☆ المدرسة العربية بيت المعارف ☆ دار المعارف الإسلامية، كريلي، الہ آباد
☆ بيت القرآن الكريم ☆ مدرسة العارفات ☆ ادارہ معارف الہ آباد

MAKTABA DARUL MAARIF ALLAHABAD
639/B.Wasiebad, ALLAHABAD-211003
U.P. India
Ph. & Fax Resi. 0532-2550438
Madrasa0532-2655888,2456386
Mob. : 9450581807

مکتبہ دار المعارف الہ آباد
بی ۶۳۹ وصی آباد، الہ آباد-۲۱۱۰۰۳ (یوپی) الہند
فون فیکس: ۰۵۳۲-۲۵۵۰۴۳۸ دار المعارف: ۲۴۵۶۳۸۶
بیت المعارف: ۲۶۵۵۸۸۸
موبائل: ۹۴۵۰۵۸۱۸۰۷

તા. ૪ જિલ્હજ્જ ૧૪૨૯

બિસ્મિહી તઆલા

મુહિબ્બે અઝીઝ મવલાના ઇસ્માઈલ ભૂતા સા. સલ્લમહુ

અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વ બ-રકાતુહ.

આ સાંભળીને ઘણી ખુશી થઈ કે આપની દેખરેખમાં મવલાના મુફ્તી મુહમ્મદ શફીઅ્ ઉસ્માની (રહ.) લિખિત "મઆરિફુલ કુર્આન"નું ગુજરાતી ભાષાંતર પ્રકાશિત થઈ રહ્યું છે. આ પણ જાણ થઈ કે અનુવાદક અનુવાદની સારી ક્ષમતા ધરાવે છે. મુકર્રમ હઝરત મવલાના મૂસા કરમાડી ઝી-દ-મજદહુએ પણ ઉપરછલ્લુ જોયું છે. કહી રહ્યા છે કે, અનુવાદ ઉત્તમ કક્ષાનો છે, સરળ અને ફાયદાકારક છે.

એટલા માટે તેની ખરાઈ (તસ્દીક) અને સમર્થનની સાથે-સાથે આ અનુવાદને મહાન નેઅ્મત સમજું છું. દિલથી દુઆ છે કે અલ્લાહ તઆલા આ મહેનતો અને પ્રયત્નોનો સ્વીકાર કરે અને ગુજરાતીઓને તેનાથી લાભ ઉઠાવવાની તૌફીક અર્પણ કરે. આમીન.

વસ્સલામ,

(હઝરત મવલાના શૈખ) મુહમ્મદ કમરૂઝઝમાં ઇલાહાબાદી (સાહેબ, દા.ફુ.)

بسم الله الرحمن الرحيم

# અનુવાદકના બે બોલ

અલહમ્દુલિલ્લાહ ! સૌ પ્રથમ હું અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બારગાહમાં અત્યંત આજિઝી, લાચારી અને ક્ષમાની યાચના સહિત તેના વખાણ અને સ્તુતી કરું છું કે, જેણે મુજ જેવા અલ્પજ્ઞાની અને ગુનેહગાર બંદાને તેના પાક કલામની તફસીરના "ગુજરાતી અનુવાદ" માટે કબૂલ કર્યો. ત્યારબાદ સરવરે કાઈનાત, ફખ્રે દો આલમ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર દુરૂદો–સલામ મોકલું છું જેમણે "વહી"ના જ્ઞાનથી મનુષ્ય જાતિને જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં "સીધા માર્ગ"નું સચોટ માર્ગદર્શન આપ્યું.

ઈસ્લામના ૧૪૦૦ વર્ષના ઈતિહાસમાં ગુજરાતી ભાષામાં સૌ પ્રથમ કુર્આનના વિસ્તારપૂર્વક વિવરણ (તફસીર) સંદર્ભે "મઆરિફુલ કુર્આન" જેવી કુર્આનની સર્વગ્રાહી તફસીરનો પ્રથમ ભાગ આપના હાથમાં છે. આ તફસીર હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ ઉસ્માની (રહ.)એ પોતાના જીવનના છેલ્લા સમયગાળામાં અત્યંત વિપરીત અને વિષમ પરિસ્થિતિઓમાં લખેલ છે. મવલાના મૌસૂફનો પરિચય આપવો તો મારા જેવા નાના માણસને શોભે પણ નહીં. આપ સુજ્ઞ વાંચકોને એમનો પરિચય પોતે આ કિતાબ (તફસીર)ના પાનાંઓ ઉપર એમની ઈલ્મી ચર્ચાઓ દ્વારા ઈન્શાઅલ્લાહ મળી રહેશે. રહી વાત મારા પરિચયની, તો હું ખૂબ નાનો અને ગુમનામ વ્યક્તિ છું, શોહરતની કોઈ લાલસા કે તમન્ના નથી, છેલ્લા પાંચ વર્ષથી "ઑટૉનૉમિક ડીસફંક્શન" નામક ન્યુરૉલૉજીકલ બીમારીથી પિડાઉં છું, ખાનપુર દેહ (તા. જંબુસર, જિ. ભરૂચ) જેવા વિસ્તારે નાના પણ અનેક મહામાનવોની જન્મભૂમી એવા (મરદુમખેઝ) ગામમાં મધ્યમ વર્ગમાં પૈદા થયો, વાલિદૈનના અહેસાનો અને ઉપકારોથી ઉચ્ચ શિક્ષણ મેળવી શક્યો, સાથે જ દારુલ ઉલૂમ

જામિઅહ હુસૈનિયહ રાંદેરમાં ઈસ્લામી તા'લીમ પણ વિદ્વાન આલિમો પાસેથી મેળવી, જેમાં મર્હુમ મવલાના અલી ખાનપુરી (કે જેઓ મારા પિતરાઈ ભાઈ હતા) ઉપરાંત મવલાના ગોરા સા., મવલાના શબ્બીર સા., મવલાના ઈકરામુલ હક સા., કારી ઉમરજી સા., કારી યાકૂબ બલેશ્વરી સાહેબ જેવા ઉસ્તાદો પાસેથી ઊર્દૂ અરબીની કિતાબો પઢી, વળી નાગપુરમાં ચાલતા દર્સે કુર્આનના ક્લાસોમાં કુર્આનનો તરજુમો કરતાં પણ શીખ્યો. દુનિયવી બાબતોમાં જર્નાલિઝમથી માંડી શિક્ષણ વગેરે અનેક ક્ષેત્રે કામગીરી કરી. શરૂઆતમાં ઈંગ્લીશ-ગુજરાતી અખબારોમાં લેખો લખ્યા, ઘણા NGO સાથે સેવાકીય પ્રવૃત્તિઓ કરી, શિક્ષક તરીકે ૨૨ વર્ષ સરકારી નોકરી પણ કરી, હંમેશા ઉલમાએ હક સાથે કોઈને કોઈ પ્રકારે જોડાયેલો રહ્યો, છેલ્લા થોડા વર્ષોથી મવલાના રશીદ નદવી સાથે અને મવલાના ઈસ્માઈલ ભૂતા સાહેબ સાથે સારો એવો ઘરોબો બંધાયો છે. હાલ બીમારીના કારણે સ્વૈચ્છિક નિવૃત્તિ લેવી પડી છે. આપ સજ્જનોથી વિનંતી છે કે, દુઆ કરો અલ્લાહ બાકી જિંદગીમાં તફસીરનું કામ પૂર્ણ કરાવે. મારો આટલો પરિચય ઈન્શાઅલ્લાહ કાફી છે. હવે, થોડી વાત મઆરિફુલ કુર્આનના ગુજરાતી તરજુમા વિશે;



આ તકે પ્રથમ અલ્લાહનો, પછી શયખુલ મશાઈખ હઝરત મવલાના કમરૂઝઝમાં સાહેબ દામત બરકાતુહુમનો પણ હું ખૂબ-ખૂબ આભાર માનું છું, મને થોડા વર્ષો અગાઉ એક મુલાકાતમાં એમણે ખાસ તવજ્જુહ ફરમાવી કહ્યું હતું કે, "બેટા મુજે આપસે બહુત ઉમ્મીદ હૈ" ત્યારે આ વાક્યો મારી સમજમાં આવ્યા ન હતા, પરંતુ આજે સમજાય છે. ખૈર, અલ્લાહવાળાઓની વાત નિરાલી હોય છે.

મઆરિફુલ કુર્આનનું ગુજરાતી ભાષાંતર અસ્તિત્વમાં આવવાનો શ્રેય "મદ્રસા તરબિયતુલ બનાત -ખાનપુર દેહ તા. જંબુસર"ના સ્થાપક અને

બાની તથા જામિઅહ ઉલૂમુલ કુર્આનના ઉસ્તાદે હદીષ હઝરત મવલાના રશીદ ઈબ્રાહીમ નદવી દા.બ.ને ફાળે જાય છે. મારી વાલિદહ મોહરતમહના ઈન્તેકાલના દિવસે મવલાના રશીદ મારા ઘરે તઅ્ઝિયત માટે આવ્યા હતા અને તેમણે જ મને આ તફસીરનું ગુજરાતી ભાષાંતર કરવાની પ્રેરણા અને હિંમત આપી, અને પોતે તેની સિહહત (પ્રૂફ રીડીંગ) કરવાનું વચન આપ્યું, સાથે જ મર્હૂમહ વાલિદહ મોહતરમહ માટે ઈસાલે સવાબનું પણ આ ઉત્તમ માધ્યમ છે, મને એવું સમજાવવામાં તેઓ સફળ રહ્યા અને આજે અલ્લાહના કરમથી આ પ્રથમ જિલ્દ આપના હાથમાં છે. અલ્લાહ વાલિદહ મર્હૂમહની કબ્રને નૂરથી રોશન કરે અને તેમના દરજાતને બુલંદ કરે. આમીન. આપેલા વચન પ્રમાણે પ્રથમ જિલ્દની સંપૂર્ણ સિહહત (પ્રૂફ રીડીંગ) મવલાનાની દેખરેખ અને માર્ગદર્શન હેઠળ જ થઈ. અલહમ્દુલિલ્લાહ !

તફસીરના લેખન સંદર્ભે પાયાનું કામ કહી શકાય તેવા ટાઈપીંગ અને સેટીંગ વગેરેમાં મારા પુત્ર સફવાનનો ફાળો પણ મહામૂલો છે. તેની મદદ અને અલ્લાહની તૌફીકથી આ ગુજરાતી અનુવાદ આપના હાથો સુધી પહોંચાડવા હું સક્ષમ થઈ શક્યો છું. અલ્લાહ પાક તફસીરની આ ખિદમતના બદલામાં તેને પોતાની શા'નને અનુરૂપ ઉત્તમ બદલો આપે અને સંપૂર્ણ દીનમાં દાખલ કરી દેવાનો ફેંસલો ફરમાવે. આમીન.

ઉપરાંત હઝરત મવલાના ઈસ્માઈલ ભૂતા સાહેબે પણ મને દરેક રીતે નૈતિક, આર્થિક અને ઈલ્મી હિંમત આપી છે. મવલાના ઈસ્માઈલ સાહેબની દેશ–વિદેશની દીની–દુનિયવી સેવાઓની વાત કરવા બેસું તો કદાચ એક આગવી પુસ્તિકા લખવી પડે. બોસ્નીઆ, લાટવીઆ, મોંગોલિઆ, ઈન્ડિયા, ઈંગ્લેન્ડ વગેરે અનેક દેશોમાં પોતાની દીની સેવાઓ બજાવનાર મવલાના ઈસ્માઈલ ભૂતા સાહેબ માટે હું એટલું કહીશ કે હઝરત મવલાના ઈસ્માઈલ ભૂતા સાહેબ એક એવી શખ્શિયત છે કે, જેમના પરિચય માટે શબ્દો વામણા

લાગે. "વર્લ્ડ ટ્રાવેલર" એવા કે આધુનિક યુગના ઈબ્ને બતૂતાનો લકબ આપી શકાય. બલકે, સાત ખંડોમાં તો ઈબ્ને બતૂતા પણ પહોંચી શક્યા નહિ હોય, પરંતુ દીની નિસ્બતથી મવલાના ઈસ્માઈલ સાહેબે અનેક દેશોનો સફર કર્યો, જેમકે મોંગોલિયા જેવા રશિયાના જુલમો-સિતમના પંજામાંથી મુક્ત થયેલા દેશમાં ઘણી મસ્જિદો અને મદ્રસાઓની સ્થાપના કરી, લાટવિયા, અલ્બાનિયા વગેરેમાં પણ મસાજિદ-મકાતિબ તા'મીર કરાવ્યા. મવલાના ભૂતા સાહેબ સાથે બેસીએ તો ખબર પડે કે, આટલા મહાન કાર્યો તેમના હાથે થતા હોવા છતાં સાલસ અને મળતાવડો સ્વભાવ એવો કે કોઈની પણ સાથે હળી-મળી જાય. આવા સ્વભાવના ધની એવા મવલાના ઈસ્માઈલ ભૂતા પાસેથી અલ્લાહ તઆલા ગુજરાતના મુસ્લિમો માટે કુર્આની ઉલૂમના પ્રચાર-પ્રસારનું કામ લઈ રહ્યા છે. અલ્લાહ પાક કબૂલ કરે. મતલબ કે, પ્રથમ અલ્લાહે આપેલ તૌફીક અને ત્યારબાદ તેમની જ નૈતિક-આર્થિક-ઈલ્મી મદદના બળે હું આ પ્રોજેક્ટ હાથ પર લેવાની હિંમત કરી શક્યો છું. મવલાનાએ એવા કપરા કાળમાં મારી ખબર લીધી છે જેને હું શબ્દોમાં વર્ણવી શકતો નથી. ખૈર, અલ્લાહ સૌને સારો બદલો આપે. આમીન.

ઉપરાંત અમારા ભાણા મુફતી ફરીદ તથા અરબી ઈબારતની સિહ્હતમાં મદદરૂપ થનાર મવલાના મુફતી અસ્લમ બસ્તવી સાહેબ -મોહતમીમ : દારુલ ઉલુમ -બાલાપુર, મહારાષ્ટ્રનો પણ ખૂબ-ખૂબ આભાર. અલ્લાહ દરેકની મહેનતોને કબૂલ કરે. આમીન ! સાથે જ અનેક દોસ્ત, અહબાબ, કુટુંબીજનો વગેરે જે કોઈપણ આ કામમાં મારા મદદરૂપ બન્યા હોય એ સૌનો આભાર. આ તકે મારા ઘરના તમામ સભ્યો ખાસ કરી અહલિયહ મુહરમહ અને પુત્ર સલમાનનો પણ ખૂબ-ખૂબ આભાર માનું છું. મારા આ તફસીરના ભાષાંતર સમયે દરેક રીતે નૈતિક હિંમત પૂરી પાડી અને મારા માટે સાનુકૂળ પરિસ્થિતિઓ પૈદા કરી, અલ્લાહ એમની મહેનતને

કબૂલ કરે અને અજ્રે અઝીમ અતા કરે. આમીન. અલ્લાહ પાકથી દુઆ છે કે, મારી આ સેવામાં જો કંઈ ક્ષતિઓ અને ઉણપો રહી ગઈ હોય તો તે મા'ફ કરે અને ઇખ્લાસ અતા કરે તથા આ તફસીરનું કાર્ય હેમખેમ પૂર્ણ કરાવે. આમીન! અંતે દુઆઓની દરખાસ્ત સાથે ટૂંકાવું છું.

નાચીઝ : ઇલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ (ખાનપુરી)
તારીખ : ૧૫ ડિસેમ્બર ૨૦૦૮
૧૬ જિલ્હજ્જ ૧૪૨૯

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# પ્રકાશકના બે બોલ

મવલાના ઈસ્માઈલ વલી ભૂતા
પ્રેસિડેંટ : મજલિસે ખુદ્દામુદ્દીન ઈન્ટરનેશનલ
લંડન-યુ.કે.

અલ્લાહ રબ્બુલ ઈજ્જતના દરબારમાં નિહાયત આજિઝીના દુઆએ મગફિરત ગુઝારું છું કે, જેણે મુજ નાચીઝને તેના દીનની સેવાઓ માટે કબૂલ કર્યો. અલહમ્દુલિલ્લાહ ! દીનની સેવાના કાર્યોનો વ્યાપ આંતરરાષ્ટ્રીય કક્ષાનો રહ્યો છે. મજલિસે ખુદ્દામુદ્દીન ઈન્ટરનેશનલ -યુ.કે. (જેની સ્થાપના હઝરત શૈખ મસીહુલ્લાહ જલાલાબાદી રહ.ના મશ્વરા અને દુઆઓથી થઈ હતી અને હાલ જેના સરપરસ્ત શયખુલ મશાઈખ હઝરત મવલાના કમરૂઝઝમાં સાહબ દા.બ. છે)ના પ્રમુખની હેસિયતથી કમ્યુનિષ્ટોના પંજામાંથી છૂટા પડેલા રાષ્ટ્રો જેવા કે મોંગોલિયા, લાટવીયા, અલબાનિયા વગેરેમાં મસ્જિદ મદ્રસાઓ સ્થાપવાનો સર્ફ હાસિલ થયો. ઉપરાંત ઈન્ડિયામાં ફિત્નએ ઈરતિદાદના સંકટમાં સપડાયેલ રાજસ્થાન જેવા વિસ્તારોમાં પણ દીની મસાજિદ-મદારિસની સ્થાપના કરવાની તૌફીક અતા થઈ. કર્ણાટક ગુલબર્ગામાં દારુલ ઉલુમથી લઈ માદરે વતન ટંકારીઆમાં જામિઅતુલ બનાત જેવી અનેક દીની તા'લીમી સેવાઓ અલ્લાહ તઆલાના ફઝ્લથી મુજ નાચીઝને કરવાની તક મળી છે. "જામિઅતુલ બનાત ટંકારીઆ"માં હાલ ૫૦૦ જેટલી ઉમ્મતની દિકરીઓ દીની તા'લીમ હાસિલ કરી રહી છે. આ બધી દીની, તા'લીમી પ્રવૃત્તિઓ ઉપરાંત એક ક્ષેત્ર એવું છે જેમાં ખાસ પ્રવૃત્ત રહ્યો છું. સમાજમાં ફેલાતી ગલત અને બાતિલ વિચારસરણીથી ઉમ્મતને આગાહ કરવાનું, તેમનામાં સહીહ અકાઈદ અને સાચા દીને મુબીનને પહોંચાડવાનું અને બાતિલના દરેક પેંતરાઓને રોકવાનું અતિમહત્ત્વનું કામ પણ અલહમ્દુલિલ્લાહ હંમેશા નાચીઝની દીની પ્રવૃત્તિઓના એજન્ડામાં મુખ્ય મુદ્દો રહ્યો છે. આ જ અનુસંધાને મારી ઈલ્યાસભાઈ સાથે મુલાકાત થઈ અને અલહમ્દુલિલ્લાહ અમે સાથે મળી આ ક્ષેત્રમાં અનેક કામગીરી કરી છે અને કરી રહ્યા છે.

મજલિસે ખુદ્દામુદ્દીન ઈન્ટરનેશનલને એ બાબતની સખત જરૂર જણાઈ કે, ફિત્નએ ઈન્કારે હદીષ, કાદિયાનિયત, રેશનાલિઝમ વગેરે જેવા ભોરીંગોના ષડયંત્રો સામે સહીહ અને સાચો ઈસ્લામ ગુજરાતી મુસલમાનો સુધી પહોંચાડવાનો એક ઉત્તમ માર્ગ કુર્આનના ઉલુમનો ગુજરાતી અવામમાં પ્રચાર–પ્રસાર કરવાનો પણ છે. આ સંદર્ભે અલ્લાહનું જેટલું અહેસાન માનીએ એટલું ઓછું છે કે, તેણે મુજ નાચીઝને હઝરત મવલાના મુહમ્મદ શફીઅ્ ઉસ્માની સા. (રહ.)ની તફસીર "મઆરિફુલ કુર્આન" કે જેનો ઈલ્યાસભાઈએ ખૂબ ચીવટથી ઉલમાએ હકના સીધા માર્ગદર્શન હેઠળ અનુવાદ કર્યો છે, તેને પ્રકાશિત કરવા માટે કબૂલ કરી લીધો. અલ્લાહ પાક કબૂલ ફરમાવે અને એનો લાભ રહેતી દુનિયા સુધી ઉમ્મતને પહોંચાડે. આમીન !

**શુક્રિયહ :**

મારા ઉસ્તાદ અને શૈખ હઝરત મસીહુલ્લાહ જલાલાબાદી રહ. તેમજ શૈખે તરીકત હઝરત મવલાના કમરૂઝઝમાં સાહબ દા.બ., પીરભાઈ મવલાના મૂસા કરમાડી, હાફિઝ ઈસ્માઈલ ભૂતા સાહેબ, અનુવાદક જનાબ ઈલ્યાસ પટેલ, ઉસ્તાદે હદીષ હઝરત મવલાના રસીદ નદવી ખાનપુરી સાહબ, જામિઅતુલ બનાત ટંકારીઆના ખાદીમો તથા હાજી ઈસ્માઈલ મુહમ્મદ બંગ્લાવાલા તેમજ દરેક દોસ્તો અહબાબો ખૈરખ્વાહોનો દિલની ગેહરાઈઓથી અહેસાનમંદ છું. અલ્લાહ પાક દરેકની મહેનતોને કબૂલ ફરમાવે અને વધુ કામ કરવાની તૌફીક અને હિંમત આપે. આમીન !

વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ

(મવલાના) ઈસ્માઈલ વલી ભૂતા

મોહતમિમ : જામિઅતુલ બનાત ટંકારીઆ
મુ.પો. ટંકારીઆ, તા.જિ. ભરૂચ,
ગુજરાત (ઈન્ડિયા)

તારીખ : ૧૫ ડિસેમ્બર ૨૦૦૮
૧૬ જિલ્હજ્જ ૧૪૨૯

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# "વહી" (અલ્લાહનો સંદેશ) અને તેની વાસ્તવિકતા

કુર્આને કરીમ સરવરે કાઇનાત (સમગ્ર સૃષ્ટિના સરદાર) હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર નાઝિલ કરવામાં આવ્યું હતું, માટે આપણે વહી (અલ્લાહના સંદેશ) વિશે કેટલીક અગત્યની વાતો સમજી લેવી જોઈએ.

## વહીની આવશ્યકતા :

પ્રત્યેક મુસલમાન જાણે છે કે, અલ્લાહ તઆલાએ મનુષ્યને આ જગતમાં કસોટી માટે મોકલ્યો છે અને તેના ઉપર કેટલીક જરૂરી જવાબદારીઓ લાદીને સમગ્ર સૃષ્ટિ તેની સેવા માટે કાર્યરત કરી દીધી છે. એટલા માટે આ દુનિયામાં જન્મ લીધા પછી મનુષ્ય માટે બે કાર્યો અતિઆવશ્યક છે. પ્રથમ, આ સૃષ્ટિથી તથા તેમાં અસ્તિત્વ ધરાવતી પ્રત્યેક ભૌતિક વસ્તુઓથી સંપૂર્ણ લાભ ઉઠાવે અને બીજું, સૃષ્ટિના પદાર્થોથી લાભ ઉઠાવતી વખતે અલ્લાહ તઆલાના હુકમો (આદેશો)ને નજર સમક્ષ રાખે, અને કોઈ પણ એવું કૃત્ય ન કરે જે અલ્લાહ તબારક વ તઆલાની મરજી વિરૂદ્ધ હોય.

ઉપરોક્ત બંને કાર્યો માટે "જ્ઞાન" (ઇલ્મ) આવશ્યક છે, માટે જ્યાં સુધી જ્ઞાન ન હોય કે, આ સૃષ્ટિની વાસ્તવિકતા શું છે ? તેની કઈ વસ્તુ (પદાર્થ)માં શું ખાસિયત છે ? તેનાથી કેવી રીતે લાભ ઉઠાવી શકાય છે ? ત્યાં સુધી મનુષ્ય જગતના કોઈપણ પદાર્થનો પોતાના લાભ માટે ઉપયોગ કરી શકશે નહીં, ઉપરાંત જ્યાં સુધી તેને એ બાબતનું જ્ઞાન જ ન હોય કે, અલ્લાહ તઆલાની મરજી શું છે ? તે કયા કામોને પસંદ કરે છે અને કયા કામોને નાપસંદ કરે છે ? ત્યાં સુધી અલ્લાહ તઆલાની મરજી પ્રમાણે જીવન વ્યતિત કરવું શક્ય નથી.

અલ્લાહ તઆલાએ મનુષ્યનું સર્જન કર્યા પછી તેને ઉપરોક્ત વિષયોનું જ્ઞાન આપવા માટે ત્રણ ભૌતિક – અભૌતિક બાબતોનું સર્જન કર્યું છે. (૧) માણસની ઈંદ્રિયો (સેન્સ) જેમકે આંખ, કાન, નાક, સ્પર્શ (ચામડી), સ્વાદ (જીભ). (૨) બુદ્ધિ અને (૩) વહી (અલ્લાહનો સંદેશ).

મનુષ્યને ઘણી બાબતોનું જ્ઞાન પોતાની ઈંદ્રિયો (સેન્સ) દ્વારા થઈ જાય છે, ઘણી બાબતોનું જ્ઞાન બુદ્ધિ અને અનુભવ દ્વારા થઈ જાય છે, અને જે બાબતો જ્ઞાનના પ્રસ્તુત આ બે સ્ત્રોતો દ્વારા જ્ઞાત નથી થઈ શકતી તેનું જ્ઞાન વહી દ્વારા અલ્લાહ તરફથી આપવામાં આવે છે.

જ્ઞાન (ઈલ્મ)ના આ ત્રણ સ્ત્રોતોની દરેકની પોતાની એક વિશિષ્ટ કાર્યસીમા અને મર્યાદા પણ હોય છે. કોઈપણ સ્ત્રોત પોતાની મર્યાદાથી આગળ વધી કાર્ય કરી શકે નહીં. આમ, જે બાબતોનું જ્ઞાન માણસને પોતાની ઈંદ્રિયો દ્વારા થાય છે, તેનું જ્ઞાન ફક્ત બુદ્ધિના આધારે નથી મેળવી શકાતું. દાખલા તરીકે ભીંતને જોઈને જાણી શકાય છે કે, તેનો રંગ સફેદ છે, પરંતુ આંખો બંધ કરીને ફક્ત અક્કલની મદદ વડે ભીંતનો રંગ જાણવો અશક્ય છે, એ જ પ્રમાણે જે બાબતોનું જ્ઞાન બુદ્ધિ દ્વારા પ્રાપ્ત થાય છે તે જ્ઞાન ફક્ત ઈંદ્રિયજ્ઞાનની મદદથી પ્રાપ્ત થઈ શકતું નથી. દાખલા તરીકે ફક્ત આંખોથી જોઈને અથવા હાથોથી સ્પર્શ કરીને જાણી નથી શકાતું કે, આ ભીંતને કોઈ માણસે બનાવી છે કે કેમ ? પરંતુ આવું જાણવા માટે બુદ્ધિ હોવી જરૂરી છે.

મતલબ કે, પાંચ ઈંદ્રિયો (સેન્સ)ના કાર્યક્ષેત્રમાં બુદ્ધિની કોઈ જ દખલગીરી નથી અને જ્યાંથી પાંચ ઈંદ્રિયોની કાર્યસીમા પૂરી થાય છે ત્યાંથી બુદ્ધિનું કાર્યક્ષેત્ર શરૂ થાય છે. પરંતુ આ બુદ્ધિનું માર્ગદર્શન પણ મર્યાદિત છે, તે પણ એક નિશ્ચિત સીમા ઉપર પૂર્ણ થઈ જાય છે. ઉપરાંત ઘણી બાબતો એવી છે જેનું જ્ઞાન ઈંદ્રિયો અથવા બુદ્ધિ દ્વારા પ્રાપ્ત થઈ શકતું નથી. દાખલા તરીકે ભીંત વિશે એ જાણવું કે, આ ભીંતનો ઉપયોગ કઈ રીતે કરવાથી અલ્લાહ રાજી અથવા નારાજ થશે ? આવું બુદ્ધિ દ્વારા અથવા ઈંદ્રિયો દ્વારા જાણી શકાતું નથી. આ પ્રકારના પ્રશ્નોના ઉત્તરો મનુષ્યને આપવા માટે જે "સ્ત્રોત" અલ્લાહ તઆલાએ નક્કી કર્યો છે તેનું નામ "વહી" છે. વહી ઊતરવાની પદ્ધતિમાં અલ્લાહ તઆલા

પોતાના બંદાઓ (માનવ જાત)માંથી જ કોઈને ચૂંટી કાઢીને પોતાના પયગમ્બર (સંદેશ વાહક) બનાવી તેના ઉપર પોતાનું "કલામ" (સંદેશ) ઉતારે છે. આ કલામને "વહી" કહેવામાં આવે છે.

"વહી" મનુષ્યને પોતાના જીવન વિશે ઈંદ્રિયો અથવા બુદ્ધિ દ્વારા ન જાણી શકાનારા પ્રત્યેક આવશ્યક પ્રશ્નોના ઉત્તરો આપતો જ્ઞાનનો શ્રેષ્ઠતમ્ સ્ત્રોત છે, ઉપરોક્ત દલીલોથી તે સાબિત થઈ ગયું. આ બાબત સ્પષ્ટ કરે છે કે, ફક્ત બુદ્ધિ અને અનુભવ માણસનું માર્ગદર્શન કરવા માટે પૂરતાં નથી. બલકે, માણસની હિદાયત (સીધા–સન્માર્ગના માર્ગદર્શન) માટે "વહી–એ–ઈલાહી" (અલ્લાહનો સંદેશ) એક અગત્યની અને અવગણના ન કરી શકાય એવી આવશ્યકતા છે. મૂળભૂત રીતે વહીની આવશ્યકતા એવી જગ્યાએ જ ઊભી થાય છે જ્યાં બુદ્ધિની સીમાઓ પૂરી થાય છે, માટે જરૂરી નથી કે વહીની પ્રત્યેક બાબતોની ચકાસણી અને મૂલ્યાંકન બુદ્ધિ દ્વારા જ થવું જોઈએ. બલકે, જેવી રીતે કોઈ વસ્તુનો રંગ જાણવા માટે બુદ્ધિની નહીં, પરંતુ ઈંદ્રિયજ્ઞાનની જરૂર ઊભી થાય છે. એવી જ રીતે ઘણા બધા દીની અકાઈદ (માન્યતાઓ)નું જ્ઞાન પ્રાપ્ત કરવું એ બુદ્ધિનું કામ નથી, ખરેખર એ માત્ર વહીનો જ હક (અધિકાર) છે, ઉપરાંત તેની ચકાસણી અને મૂલ્યાંકન ફક્ત બુદ્ધિ (અક્કલ)ના ભરોસે કરવું કોઈ રીતે વ્યાજબી પણ નથી!

જે માણસ (મઆઝલ્લાહ) અલ્લાહના અસ્તિત્વમાં જ નથી માનતો તેની સાથે વહી બાબતે ચર્ચા કરવાનો કોઈ લાભ નથી. પરંતુ જે માણસ અલ્લાહના અસ્તિત્વનું અને તેના સર્વશક્તિમાન હોવાનું ઈમાન (શ્રદ્ધા–આસ્થા–વિશ્વાસ) ધરાવે છે, તેવા વ્યક્તિ માટે બુદ્ધિની દૃષ્ટિએ વહીની આવશ્યકતા, તેની શક્યતા તથા તેના વાસ્તવિક અસ્તિત્વને સમજવું કોઈ જ મુશ્કેલ કામ નથી. જે વ્યક્તિ આસ્થા ધરાવે છે કે, આ સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર એકમાત્ર સર્વશક્તિમાન અલ્લાહ જ છે અને તે જ તમામ ભૌતિક નિયમ (ફીઝીકલ લૉ) દ્વારા (અને અપવાદ સ્વરૂપે અમુક સમયે આ ભૌતિક નિયમો વિના પણ) તેનું સંપૂર્ણ વ્યવસ્થાપન પોતાની અમર્યાદ શક્તિ વડે કરી રહ્યો છે, અને તેણે જ મનુષ્યજાતિને એક ખાસ હેતુ માટે આ પૃથ્વી પર મોકલી છે, તો પછી એ કેવી રીતે શક્ય બને કે તે (અલ્લાહ) માણસનું સર્જન કર્યા પછી તેને બિલકુલ અંધારી ગર્તામાં છોડી દે!?

અને તેનું માર્ગદર્શન પણ ન કરે કે આ દુનિયામાં તે શા માટે આવ્યો છે!? અહીંયાં તેની શું જવાબદારીઓ અને ફરજો છે ? તેના જીવનનો અંતિમ ધ્યેય શું છે ? અને તે કેવી રીતે પોતાનો આ અંતિમ ધ્યેય પ્રાપ્ત કરી શકે છે? શું કોઈપણ માણસ જે સામાન્ય સૂઝબૂઝ ધરાવતો હોય તે એવું કરી શકે છે કે, પોતાના કોઈ નોકરને ખાસ મહત્ત્વના કામ માટે કોઈ પ્રવાસે મોકલે, પરંતુ તેને પ્રવાસે જતી વખતે ન તો પ્રવાસનો હેતુ જણાવે અને ન જ પાછળથી કોઈ સંદેશા દ્વારા એની જાણ કરે કે, તેને શું કામ માટે મોકલવામાં આવ્યો છે !? અને પ્રવાસ દરમિયાન તેની ડ્યુટી (ફરજ) શું હશે !? જ્યારે કે એક સામાન્ય સૂઝબૂઝ ધરાવનાર વ્યક્તિ પણ આવું મૂર્ખામીભર્યું કૃત્ય નથી કરી શકતો, તો પછી ખુદાવંદે કુદ્દૂસ વિશે એવી કલ્પના પણ કેવી રીતે કરી શકાય કે જેની અમર્યાદ શકિત સમગ્ર સૃષ્ટિનું સંચાલન કરી રહી છે ! જેણે ચાંદ, સૂરજ, આસમાન (ગ્રહો, નક્ષત્રો, તમામ અવકાશી પદાર્થો), જમીન (પૃથ્વી), તારાઓ વગેરેનું એક સુવ્યવસ્થિત અને સુગ્રથિત વિરાટ વિશ્વ તૈયાર કર્યું તે પોતાના બંદાઓ (માનવજાત) માટે સંદેશો પહોંચાડવાનું કોઈ એવું તંત્ર પણ ન બનાવી શકે કે, જેના દ્વારા માનવજાતને પોતાના અસ્તિત્વના હેતુ માટેનું માર્ગદર્શન પણ ના આપી શકે !? શું આવું શક્ય છે? જો અલ્લાહની અમર્યાદ રહસ્યપૂર્ણ શક્તિઓ ઉપર આસ્થા છે તો એવું માનવું પણ આવશ્યક છે કે, તેણે પોતાના બંદાઓને અંધારામાં નથી છોડી દીધા. બલકે, તેમના માર્ગદર્શન માટે એક સુવ્યવસ્થિત તંત્ર બનાવ્યું છે અને તે સુવ્યવસ્થિત તંત્રનું નામ "વહી" અને "રિસાલત" છે.



## આપ ﷺ ઉપર "વહી" ઊતરવાની વિવિધ પદ્ધતિઓ :

વહી અને રિસાલતના પવિત્ર સિલસિલા (ક્રમ)ની અંતિમ કડી હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર પૂર્ણ થઈ ગઈ. હવે, ન તો કોઈ મનુષ્ય પર વહી ઊતરશે, અને ન જ તેની આવશ્યકતા છે. હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર વિવિધ રીતે વિવિધ પદ્ધતિઓથી વહી (અલ્લાહનો સંદેશ) નાઝિલ (અવતરિત) થતી હતી. સહીહ બુખારીની એક હદીષમાં હઝરત આયશા (રદિયલ્લાહુ તઆલા અન્હા) ફરમાવે છે કે, “એક વખતે હઝરત હારિષ બિન હિશામ (રદિયલ્લાહુ અન્હુ)એ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને પૂછયું કે, આપ પર વહી કેવી રીતે નાઝિલ થાય છે ? તો હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺએ ફરમાવ્યું કે, ક્યારેક તો

મને ઘંટડી જેવો અવાજ (રણકાર) સંભળાય છે અને વહી નાઝિલ થવાનું આ સ્વરૂપ મારા માટે સૌથી કઠિન હોય છે, પછી જ્યારે આ સિલસિલો પૂર્ણ થાય છે તો જે કંઈ પણ તે અવાજે કહ્યું હોય છે તે મને યાદ થઈ ચૂક્યું હોય છે, અને ક્યારેક તો મારી સામે ફરિશ્તો એક પુરૂષ સ્વરૂપે પણ આવે છે."

*(સહીહ બુખારી : ૧/૨)*

આ હદીષમાં હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺએ "વહી"ના અવાજને ઘંટડીઓના અવાજ (રણકાર) સમકક્ષ બતાવ્યો છે. શેખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહમતુલ્લાહ)એ આ બાબતની સ્પષ્ટતા વર્ણવી છે કે, "એક તો વહીના અવાજમાં ઘંટડીઓના અવાજ જેમ સાતત્ય હોય છે અને અધવચ્ચે અવાજ અટકતો નથી. બીજું કે ઘંટડી જ્યારે સતત રણકી રહી હોય છે, તો સાંભળનારનું તે અવાજ પ્રત્યે ધ્યાન કેન્દ્રિત કરવું કઠિન હોય છે. કારણ કે, તેનો અવાજ પ્રત્યેક દિશાએથી આવતો હોય એવો ભાસ થાય છે અને અલ્લાહના કલામની પણ આ જ વિશેષતા છે કે, તેનો અવાજ કોઈ એક દિશાએથી નથી હોતો બલકે, દરેક દિશાએથી અવાજ સંભળાય છે. આ પરિસ્થિતિનું વાસ્તવિક ચિત્રણ કરવું અનુભવ વગર શક્ય નથી, પરંતુ આ બાબતને સામાન્ય લોકોની સમજ માટે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺએ તે અવાજને ઘંટડીઓના અવાજ સમકક્ષ બતાવ્યો છે."

*(ફત્હુલ બારી : ૧/૧૯-૨૦)*

જ્યારે આ પદ્ધતિથી હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર વહી નાઝિલ થતી હતી ત્યારે આપ ﷺને ખૂબ તકલીફ થતી હતી. હઝરત આયશા (રદિયલ્લાહુ તઆલા અન્હા) આ જ હદીષના છેવટમાં ઉલ્લેખ કરે છે કે, "મેં સખત ઠંડીના દિવસોમાં પણ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર વહી નાઝિલ થતાં જોઈ છે અને આવી ઠંડીમાં પણ જ્યારે વહી ઊતરવાનો સિલસિલો પૂર્ણ થતો હતો ત્યારે આપ ﷺનો ચહેરો પરસેવાથી રેબઝેબ થઈ જતો." એક બીજી રિવાયતમાં હઝરત આયશા (રદિયલ્લાહુ તઆલા અન્હા) વર્ણવે છે કે, "જ્યારે આપ ﷺ પર વહી નાઝિલ થતી તો આપ ﷺનો શ્વાસ રૂંધાવા લાગતો અને ચહેરા મુબારકનો રંગ બદલાઈને ખજૂરની ડાળી જેમ પીળો પડી જતો. આગળના દાંત ઠંડીના કારણે કકડવા લાગતા અને (છતાં) આપ ﷺને એટલો પરસેવો થઈ

જતો કે, પરસેવાના ટીપાં મોતીઓની જેમ ઝળકવા લાગતા હતાં."

*(અલ ઈત્કાન ૧/૪૬)*

વહીની આ પરિસ્થિતિમાં અમુક સમયે કઠણાઈની પરાકાષ્ઠા એટલી હદે પૈદા થઈ જતી કે, આપ ﷺ જે પ્રાણી (સવારી) ઉપર તે વખતે સવાર હોય તે જાનવર (પ્રાણી) ભારથી દબાઈને બેસી જતું. એક વખતે આપ ﷺએ પોતાનું માથું હઝરત ઝૈદ બિન ષાબિત (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના ખોળામાં મૂક્યું હતું અને એ હાલતમાં વહી નાઝિલ થવાનું શરૂ થયું, તેનાથી હઝરત ઝૈદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની જાંઘ પર એટલું વજન વધી ગયું કે જાણે તેમની જંઘાસ્થિ (જાંઘનું હાડકું) તૂટવા માંડી !

*(ઝાદુલ્ મઆદ : ૧/૧૮–૧૯)*

ક્યારેક વહીનો ધીમો ધીમો અવાજ બીજાઓને પણ મહસૂસ થતો હતો. હઝરત ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુ) ફરમાવે છે કે, "જ્યારે આપ ﷺ ઉપર વહી નાઝિલ થતી તો આપ ﷺના ચહેરા મુબારક પાસે મધમાખીઓના ગણગણાટ જેવો અવાજ સંભળાતો હતો."

*(તબ્વીબે મુસ્નદે અહમદ, કિતાબુસ્સીરતુન્નબવિય્યહ : ૨૦/૨૧૨)*

વહીની બીજી પદ્ધતિમાં ફરિશ્તો કોઈ માણસ સ્વરૂપે આપ ﷺ પાસે આવીને અલ્લાહનો સંદેશો પહોંચાડી આપતો હતો. એવા પ્રસંગે ખાસ કરીને હઝરત જિબ્રઈલ અલહિસ્સલામ પ્રખ્યાત સહાબી હઝરત દિહિયા ઈબ્ને ખલીફા કલ્બી (રદિયલ્લાહુ અન્હુ)નું રૂપ ધારણ કરીને ઉપસ્થિત થતા હતા, જો કે અમુક સમયે બીજા સ્વરૂપે પણ ઉપસ્થિત થયા છે. મતલબ કે, જ્યારે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) માણસના સ્વરૂપમાં વહી લઈને આવતા તો આપ ﷺ માટે વહીનું આ સ્વરૂપ સૌથી સરળ રહેતું.

*(અલ–ઈત્કાન : ૧/૪૨)*

વહીની ત્રીજી પદ્ધતિમાં હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) કોઈ માણસનું રૂપ ધારણ કર્યા વિના જ પોતાના અસલી સ્વરૂપમાં દેખાતા હતા, પરંતુ આવું આપ ﷺની જિંદગીમાં ફકત ત્રણ જ વખતે બન્યું છે. પ્રથમ વખતે આપ ﷺએ પોતે જ હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને પોતાના અસલી સ્વરૂપમાં જોવાની ઇચ્છા વ્યકત કરી, બીજા વખતે મેઅ્રાજમાં અને ત્રીજા વખતે

નુબુવ્વતના બિલકુલ શરૂઆતના દિવસોમાં મક્કએ મુકર્રમહમાં અજિયાદના સ્થળે. પ્રથમ બે પ્રસંગો તો સહીહ સનદ (આધારભૂત પ્રમાણો)થી સાબિત છે, જો કે આ છેલ્લા પ્રસંગની સનદ બિન આધારભૂત હોવાના કારણે શંકાસ્પદ છે.

*(ફત્હુલ બારી : ૧/૧૮-૧૯)*

વહીનું ચોથું સ્વરૂપ સીધે સીધું (કોઈપણ પ્રકારના માધ્યમ વિના) અલ્લાહ તબારક વ તઆલા સાથે સીધી વાતચીતનું છે. આ પ્રતિષ્ઠા હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને જાગૃતાવસ્થામાં ફક્ત "મેઅ્રાજ" સમયે પ્રાપ્ત થઈ હતી અને એક સમયે ખ્વાબ (સ્વપ્ન)માં આપ ﷺએ અલ્લાહ સાથે વાતચીત કરી હતી.

*(ઈત્કાન : ૧/૪૬)*

વહીની પાંચમી પદ્ધતિમાં હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ કોઈપણ સ્વરૂપે સામે આવ્યા વિના આપ ﷺના હૃદય મુબારકમાં કોઈ વાત નાંખી દેતા હતા, જેને દીની વ્યાખ્યામાં "નફષ ફિર્ રૂઅ" نَفَثَ فِي الرُّوْعِ કહે છે.

*(ઈત્કાન : ૧/૪૬)*

---

# કુર્આન શરીફ નાઝિલ થવાનો (ઊતરવાનો) ઇતિહાસ

કુર્આને કરીમ વાસ્તવમાં અલ્લાહનું કલામ (The Words of ALLAH) છે. કુર્આને કરીમનું ફરમાન છે بَلْ هُوَ قُرْاٰنٌ مَّجِيْدٌ فِیْ لَوْحٍ مَّحْفُوْظٍ (બલકે આ કુર્આને મજીદ છે, લવહે મહફૂઝમાં ૮૫:૨૧–૨૨) પછી "લવહે મહફૂઝ" (એક વિશેષ સુરક્ષિત જગ્યા–Preserved Tablet)માંથી તેને બે વખતે ઉતારવામાં આવ્યું છે, એક વખતે તે સંપૂર્ણ આસમાને દુનિયામાં "બયતે ઈજ્જત"માં ઉતારવામાં આવ્યું હતું. "બયતે ઈજ્જત" (જેને "બયતે મા'મૂર" પણ કહેવામાં આવે છે) કા'બતુલ્લાહની બિલકુલ ઉપર આસમાનમાં ફરિશ્તાઓનું અલ્લાહની ઈબાદત કરવા માટેનું સ્થળ છે. આ ઊતરાણ "લયલતુલ્ કદ્ર" (કદ્રની રાત્રે) થયું હતું. પછી બીજા સમયે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ પર થોડું થોડું આવશ્યકતા અનુસાર ઉતારવામાં આવ્યું અને કુલ ૨૩ વર્ષોમાં તેને પૂર્ણ કરવામાં આવ્યું. કુર્આન નાઝિલ થવાની આ બે પરિસ્થિતિઓ ખુદ કુર્આન શરીફના વર્ણન અનુસાર સ્પષ્ટ થાય છે. તદુપરાંત આ વિશે ઈમામ નસઈ (રહમતુલ્લાહ), ઈમામ બયહકી (રહ.) અને હાકિમ (રહ.) વગેરેએ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી અનેક રિવાયતો વર્ણન કરી છે, જેનો ખુલાસો એ જ છે કે કુર્આને કરીમનું પહેલું ઊતરાણ પૂરેપૂરું દુનિયાના આસમાન (آسْمَانِ دُنْيَا) ઉપર થયું અને બીજા વખતનું ઊતરાણ (નુઝૂલ) આપ ﷺ પર ક્રમે ક્રમે આવશ્યકતા અનુસાર થયું.

*(અલ ઈત્કાન : ૧/૪૧)*

કુર્આને કરીમને પ્રથમ વખતે દુનિયાના આસમાન પર ઉતારવાની હિકમત (વિવેક બુદ્ધિ–Wisdom) ઈમામ અબૂ શામહ્ (રહ.)એ વર્ણન કરી છે કે, "તેનાથી કુર્આને કરીમની પ્રતિષ્ઠા જાહેર કરવાનો હેતુ હતો અને ફરિશ્તાઓને જ્ઞાત કરવા હતા કે, અલ્લાહની આ અંતિમ કિતાબ જ પૃથ્વીલોકની હિદાયત માટે ઉતારવામાં આવનાર છે."

શૈખ ઝરકાની (રહ.)એ આ વિષય વર્ણન કર્યો છે કે, "આવી રીતે બે વખતે ઉતારવાનો હેતુ, આ કિતાબ દરેક પ્રકારની શંકા-કુશંકાઓથી શુદ્ધ અને પાકસાફ છે એમ જાહેર કરવાનો તથા એ બાબતની સ્પષ્ટતા કરવાનો હતો કે, આ કિતાબ (કુર્આને કરીમ) હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના હૃદય (દિલ) મુબારક ઉપરાંત અન્ય બે જગ્યાઓએ પણ સુરક્ષિત છે. એક સ્થળ "લવહે મહફૂઝ" છે અને બીજું સ્થળ "બયતે ઈજ્જત" છે." (ફકત અલ્લાહ વધુ જાણનાર છે.)

*(મનાહિલુલ્ ઈરફાન : ૧/૩૯)*

એ વિશે લગભગ બધા જ સહમત છે કે, કુર્આને કરીમનું બીજા પ્રકારનું ક્રમાનુસાર ઊતરાણ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના હૃદય (દિલ) મુબારક પર થવાની શરૂઆત થઈ ત્યારે આપ ﷺની ઉંમર ૪૦ વર્ષની હતી. કુર્આને કરીમ નાઝિલ થવાની શરૂઆત પણ સહીહ અને આધારભૂત પ્રમાણો દ્વારા "લયલતુલ્ કદ્ર"માં (કદ્રની રાત્રે) થઈ છે અને આ જ તારીખે અમુક વર્ષો પછી "બદ્રનું યુદ્ધ" (ગઝવ-એ-બદ્ર) થયું હતું. પરંતુ આ રાત રમઝાનની કઈ તારીખે હતી એના વિશે ચોક્કસપણે કહી શકાય નહીં. અમુક રિવાયતો પ્રમાણે રમઝાનની ૧૭મી, અને ૧૯મી તથા અમુક રિવાયતો પ્રમાણે ૨૭મી રાત હોવાનું જણાઈ આવે છે.

*(તફસીરે ઈબ્ને જરીર રહ. : ૧૦/૭)*

## સૌથી પહેલાં નાઝિલ થયેલી (ઉતારવામાં આવેલી) આયત :

આધારભૂત પ્રમાણો દ્વારા જાણવા મળે છે કે, સૌ પ્રથમ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર કુર્આને કરીમની "સૂરએ અલક"ની શરૂઆતની આયતો ઊતરી હતી. સહીહ બુખારીમાં હઝરત આયશા (રદિયલ્લાહુ તઆલા અન્હા) આ ઘટનાને આ પ્રમાણે વર્ણવે છે કે, "હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ પર વહી ઊતરવાની શરૂઆત તો સાચા સપનાંઓ દ્વારા થઈ ચૂકી હતી, ત્યાર પછી આપ ﷺને એકાંતમાં અલ્લાહની ઈબાદત કરવાનો શોખ પૈદા થયો અને એ દરમિયાન તેઓ "ગારે હિરા" (હિરાની ગુફા)માં કેટલીક રાતો પસાર કરતા અને ઈબાદતમાં વ્યસ્ત રહેતા હતા. આ જ ગુફામાં આપ ﷺ પાસે અલ્લાહ તઆલા તરફથી ફરિશ્તાએ આવીને સૌ પ્રથમ કહ્યું; اِقْرَأْ "ઈકરઅ્" (પઢો) ! આપ ﷺએ કહ્યું, "હું પઢેલો (ભણેલો) નથી" ! ખુદ આપ ﷺએ આ ઘટનાનું વર્ણન કર્યું છે કે, "ફરિશ્તાએ મને પકડીને જોરથી (છાતી સરસો) દબાવ્યો, જેનાથી મને અસહ્ય

વેદના થઈ, પછી તેણે મને છોડી દીધો. અને ફરીવાર કહ્યું કે, "ઈકરઅ્" ! મેં જવાબ આપ્યો, "હું ભણેલો (પઢેલો) નથી !" આ જવાબ સાંભળી તેણે મને ત્રીજી વખતે છાતી સાથે જોરથી દબાવીને છોડી મૂકયો, પછી કહ્યું,

اِقْرَأْ بِاسْمِ رَبِّكَ الَّذِىْ خَلَقَ ○ خَلَقَ الْاِنْسَانَ مِنْ عَلَقٍ ○ اِقْرَأْ وَرَبُّكَ الْاَكْرَمُ..

*"પઢો ! તે પરવરદિગારના નામથી જેણે પૈદા કર્યા; જેણે માણસને લોહીના ગઠ્ઠાથી પૈદા કર્યો; પઢો ! અને તમારો પરવરદિગાર સૌથી વધુ કૃપાળુ છે." (૯૬:૧-૩)*

ઉપરોક્ત આયતો આપ ﷺ પર ઉતારવામાં આવેલી પ્રથમ આયતો છે. ત્યાર પછી ત્રણ વર્ષ સુધી વહીનો સિલસિલો (ક્રમ) બંધ રહ્યો. આ તે જ સમય છે જેને "ફતરતે વહી" فَتْرَةُ وَحِى નો સમયગાળો કહે છે. ત્યારબાદ ત્રણ વર્ષો પછી તે જ ફરિશ્તો જે હિરાની ગુફામાં આવ્યો હતો, આપ ﷺને પૃથ્વી અને આકાશની વચ્ચે દેખાયો અને તેણે "સૂરએ મુદસ્સિર"ની આયતો આપ ﷺને સંભળાવી. એ પછી વહીનો સિલસિલો (ક્રમ) સતત ચાલુ થઈ ગયો.

## મક્કી અને મદની આયતો :

તમે કુર્આનની સૂરતો (પ્રકરણો)ના નામો સાથે જોયું હશે કે, મક્કી અને મદની પણ લખેલું હોય છે, તેનો સાચો અર્થ સમજી લેવો જરૂરી છે. મુફસ્સિરીન (કુર્આનના વિવરણકારો)ની વ્યાખ્યા પ્રમાણે જે આયતો આપ ﷺ ઉપર મદીના તય્યિબહની હિજરત પહેલાં નાઝિલ થઈ તેને "મક્કી આયતો" કહેવામાં આવે છે અને જે આયતો આપ ﷺ પર મદીના પહોંચ્યા પછી નાઝિલ થઈ તે "મદની આયતો" કહેવાય છે. અમુક લોકો મક્કી અને મદની આયતોનો મતલબ એ સમજે કે, "મક્કી આયતો" મક્કા શહેરમાં નાઝિલ થઈ અને "મદની આયતો" મદીના શહેરમાં નાઝિલ થઈ, પરંતુ એવું સમજવું સાચું નથી. એટલા માટે કે, કેટલીય આયતો મક્કા શહેરમાં નથી ઊતરી છતાં પણ હિજરત પહેલાં નાઝિલ થઈ હોવાના કારણે તેને "મક્કી આયતો" કહેવામાં આવે છે. જેમકે જે આયતો મિના, અરફાત અને મેઅ્રાજની મુસાફરી દરમિયાન ઊતરી હતી તે આયતો પણ "મક્કી આયતો" કહેવાય છે. બલકે, જે આયતો હિજરતના સફર દરમિયાન માર્ગમાં નાઝિલ થઈ હતી, તે પણ "મક્કી આયતો" કહેવાય છે. એવી જ રીતે

ઘણી આયતો મદીના શહેરમાં નાઝિલ નથી થઈ છતાં તે "મદની આયતો" કહેવાય છે. જેમકે, હિજરત પછી આપ ﷺને મુસાફરીના ઘણા પ્રસંગો આવ્યા, તેમાં આપ ﷺ મદીનાથી સેંકડો માઈલ દૂર ગયા હતા અને તે તમામ સ્થળોએ નાઝિલ થયેલી આયતોને પણ "મદની આયતો" કહેવામાં આવે છે. એ જ પ્રમાણે ફત્હે મક્કા (મક્કા વિજય) અને "સુલહે હુદૈબિય્યહ" (હુદૈબિય્યહની શાંતિ મંત્રણા)ના સમયે મક્કા શહેર અને આજુબાજુના વિસ્તારમાં નાઝિલ થયેલ આયતો પણ "મદની આયતો" કહેવાય છે. એટલા માટે اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ اَنْ تُؤَدُّوا الْاَمٰنٰتِ اِلٰٓى اَهْلِهَا (૪:૫૮) મદની આયત છે. હાલાં કે, આ આયત મક્કા મુકર્રમહમાં નાઝિલ થઈ હતી.

*(અલ બુરહાન વ મનાહિલુલ્ ઈરફાન : ૧/૧૮૮)*

પરંતુ અમુક સૂરતો એવી પણ છે જે સંપૂર્ણ મક્કી અથવા મદની સૂરતો છે. દાખલા તરીકે સૂરએ મુદસ્સિર આખી મક્કી સૂરહ છે અને સૂરએ આલે ઈમ્રાન આખી મદની સૂરહ છે, પરંતુ ક્યારેક એવું પણ થયું છે કે, અલબત્ત આખી સૂરહ મક્કી હોય પરંતુ તેમાં એક અથવા અમુક આયતો મદની પણ આવી ગઈ હોય, અને અમુક સમયે તેનાથી ઊલટું પણ થયું છે. દાખલા તરીકે સૂરએ એઅ્રાફ મક્કી છે પરંતુ એમાં

وَاسْأَلْهُمْ عَنِ الْقَرْيَةِ الَّتِىْ كَانَتْ حَاضِرَةَ الْبَحْرِ

થી

وَاِذْ اَخَذَ رَبُّكَ........

સુધીની આયત મદની છે. એવી જ રીતે સૂરએ હજ્જ મદની છે પરંતુ એમાં ચાર આયતો એટલે કે,

وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رَّسُوْلٍ وَّلَا نَبِىٍّ اِلَّآ اِذَا تَمَنّٰى

થી

عَذَابُ يَوْمٍ عَقِيْمٍ

સુધી મક્કી છે.

હવે સ્પષ્ટ થઈ ગયું કે, કોઈપણ સૂરહનું મક્કી અથવા મદની હોવું તેમાંની આયતોની વધારે પડતી સંખ્યા ક્યાં નાઝિલ થઈ તેના પર આધાર રાખે છે, અને ઘણી વખતે એવું પણ બનતું હતું કે, જે સૂરહની શરૂઆતની આયતો હિજરત પહેલાં ઊતરી ચૂકી હોય તે મક્કી તરીકે ઓળખાઈ, ભલે પાછળથી હિજરત પછી તે સૂરહમાં અમુક આયતો નાઝિલ થઈ હોય.

*(મનાહિલુલ્ ઈરફાન : ૧/૧૯૨)*

## મક્કી અને મદની આયતોની વિશેષ લાક્ષણિકતાઓ (ખાસિયતો) :

કુર્આનના વિવરણકારો (મુફસ્સિરીન ઉલમા)એ મક્કી અને મદની સૂરતોમાં રીસર્ચ (સંશોધન) કરી તેની અમુક ખાસિયતો વર્ણવી છે. જેમાં પ્રથમ દૃષ્ટિએ જોતાં જાણ થઈ જાય છે કે, આ સૂરત મક્કી છે કે મદની ? તેમાંથી અમુક ખાસિયતો તો "નિયમ" (Law)ની હૈસિયત ધરાવે છે અને ઘણા લક્ષણો ઓળખી શકાય એવા છે. "નિયમ"ની હૈસિયત ધરાવતી ખાસિયતો નીચે મુજબ છે.

(૧) દરેક તે સૂરહ જેમાં كَلَّا "કલ્લા" (કદી નહીં) શબ્દ આવ્યો છે, તે મક્કી સૂરહ છે. આ શબ્દ ૧૫ સૂરતોમાં ૨૩ વખતે આવ્યો છે અને આ બધી આયતો કુર્આન શરીફના છેલ્લા અડધા ભાગમાં છે.

(૨) દરેક તે સૂરહ જેમાં (હનફી મસ્લક પ્રમાણે) કોઈ "આયતે સિજ્દહ" આવે છે તે મક્કી છે. (જે આયત પઢવા–સાંભળવાથી સિજ્દહ કરવો વાજિબ થઈ જાય છે તેને "આયતે સિજ્દહ" કહે છે.)

(૩) સૂરએ બકરહ સિવાય દરેક તે સૂરહ જેમાં આદમ (અલૈહિસ્સલામ) તથા ઈબ્લીસના કિસ્સાનું વર્ણન થયું છે તે મક્કી છે.

(૪) દરેક તે સૂરહ જેમાં જિહાદની પરવાનગી અથવા તેના અહકામો (કાયદાઓ)નું વર્ણન થયું છે તે સૂરહ મદની છે.

(૫) દરેક તે સૂરહ જેમાં મુનાફિકોનું વર્ણન થયું છે, તે મદની સૂરહ છે.

આ પ્રમાણે નીચે દર્શાવેલી ખાસિયતો મોટાભાગે જોવા મળતા લક્ષણો છે. એટલે કે, અમુક સમયે તેનાથી વિપરીત પણ થતું હોય છે જે અપવાદ ગણી શકાય, પરંતુ મોટેભાગે આવી જ ખાસિયતો હોય છે. જેમકે,

(૧) મક્કી સૂરતોમાં ખાસ કરીને يٰۤاَيُّهَا النَّاسُ "યા અય્યુહન્નાસુ" (હે લોકો!)ના શબ્દથી સંબોધન કરવામાં આવ્યું છે અને મદની સૂરતોમાં يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا "યા અય્યુહલ્લઝીન આમનૂ" (હે ઈમાનવાળાઓ !) ના શબ્દ વડે સંબોધન થયું છે.

(૨) મક્કી આયતો અને સૂરતો પ્રમાણમાં નાની નાની અને ટૂંકી છે, જ્યારે મદની આયતો અને સૂરતો પ્રમાણમાં લાંબી હોય છે અને તેમાં સમાવિષ્ટ વિષયોની ચર્ચા વિસ્તારપૂર્વક કરવામાં આવી છે.

(૩) મક્કી સૂરતોમાં મોટેભાગે તવહીદ (અલ્લાહ એક જ હોવાની માન્યતા), રિસાલત (અલ્લાહ તરફતથી માનવજાતના માર્ગદર્શન માટે સંદેશાવાહકો મોકલવામાં આવે છે તેને "રિસાલત" કહેવામાં આવે છે) અને આખિરત (પરલોક)નું વર્ણન થયું છે. ઉપરાંત સારા-નરસા કૃત્યોના આખિરતમાં બદલાનું વર્ણન અને અલ્લાહ તઆલા તરફથી આપ ﷺ દ્વારા આ બાબતો વિશે વિશેષ ભાર મૂકી અગાઉની ઉમ્મતો (સંસ્કૃતિઓ-સભ્યતાઓ)ના ઉદાહરણો આપી લોકોને સમજાવવું પણ સામેલ છે, તેમાં નિયમો તથા અહકામોનું વર્ણન ઓછા પ્રમાણમાં થયું છે. એથી વિપરીત મદની સૂરતોમાં કૌટુંબિક અને સામાજિક કાયદા-કાનૂન, જિહાદ (માત્ર અલ્લાહ માટે જ કરવામાં આવતું પવિત્ર યુદ્ધ) વગેરેના નિયમો, હુકમો, હદો તથા ફરજોનું વર્ણન થયું છે.

(૪) મક્કી સૂરતોમાં મોટાભાગે મુકાબલો મૂર્તિપૂંજકો સાથે છે, જ્યારે કે મદની સૂરતોમાં અહલે કિતાબ (યહૂદી અને ક્રિશ્ચિયન) સાથે મુકાબલો છે.

(૫) મક્કી સૂરતોની વર્ણનશૈલી શિકવા-શિકાયત (ફરિયાદ) આધારિત છે, તેમાં સત્યનો પ્રચાર, અલ્લાહના વખાણ અને વિવિધ પ્રકારના ઉદાહરણો વધારે પ્રમાણમાં છે, શબ્દોની મૌલિકતા ઉચ્ચ કક્ષાની છે. એથી વિપરીત મદની સૂરતોમાં વર્ણનશૈલી ખૂબ સરળ છે.

મક્કી અને મદની સૂરતોમાં વર્ણનશૈલી અને રજૂઆતની લઢણનો આ તફાવત વાસ્તવમાં માહોલ (આજુબાજુની પરિસ્થિતિ) અને જેમને સંબોધન કરવામાં આવી રહ્યું છે તેમના સાંસ્કૃતિક વિરોધાભાસના કારણે ઉત્પન્ન થયો છે.

મક્કી જિંદગીમાં મુસલમાનોનો સમાગમ ફક્ત અરબના મૂર્તિપૂંજકો સાથે હતો, અને કોઈ ઈસ્લામી રાજસત્તા અસ્તિત્વમાં આવી ન હતી, એટલા માટે આ સમયગાળામાં મોટાભાગે અકાઈદ (માન્યતાઓ)ની દુરુસ્તી, અખ્લાક (વર્તણૂક)ની સુધારણા, નૈતિક મૂલ્યોનું જતન, મૂર્તિપૂંજકોની દલીલોનો રદિયો અને કુર્આને મજીદની આગવી પ્રતિભાની જાહેરાત કરવામાં આવી. એથી વિપરીત મદીના તય્યિબહમાં એક ઈસ્લામી શાસન વ્યવસ્થા અસ્તિત્વમાં આવી ચૂકી હતી, લોકોના સમૂહોના સમૂહો (ગૃપો) ઈસ્લામની છત્રછાયામાં આવી રહ્યા હતા અને વૈચારિક રીતે મૂર્તિપૂંજાની વિચારસરણી પરાસ્ત થઈ ચૂકી હતી. વિચારસરણીનું યુદ્ધ હવે અહલે કિતાબ (યહૂદી અને ક્રિશ્ચિયન) સાથે હતું, જેથી અહીંયાં હુકમો, કાનૂનો અને ફરજોની મર્યાદાઓનું શિક્ષણ તથા અહલે કિતાબના રદિયા ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો, અને એ આધારે જ વર્ણનશૈલી અપનાવવામાં આવી છે.

## કુર્આન શરીફનું ક્રમાનુસાર (બ-તદ્‌રીજ) નાઝિલ થવું :

અગાઉ આવી ચૂક્યું છે કે, હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર કુર્આન શરીફ અચાનક એકદમ જ એકસામટું નથી ઊતર્યું, બલકે થોડું થોડું કરીને લગભગ ૨૩ વર્ષોમાં ઉતારવામાં આવ્યું છે. અમુક સમયે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) એક નાની આયત બલકે, એક આયતનો કોઈ ટૂકડો લઈને પણ આવતા હતા અને અમુક સમયે ઘણી બધી આયતો એકી સાથે એકસામટી પણ નાઝિલ થતી હતી. કુર્આને કરીમનો જે સૌથી નાનો ટૂકડો નાઝિલ થયો છે તે (نساء : ٩٤) غَيْرُ اُولِی الضَّرَرِ "ગયરુ ઉલિ ઝ્ ઝરરિ" (૪:૯૪) છે. જે એક ખૂબ લાંબી આયતનો એક નાનો ટૂકડો છે. બીજી બાજુ સૂરએ અન્‌આમ આખેઆખી એક સામટી નાઝિલ થઈ છે.

*(ઈબ્ને કસીર : ૨/૧૨૨)*

કુર્આને કરીમ એકસામટું એકી સાથે ઉતારવાના બદલે થોડું થોડું કેમ નાઝિલ કરવામાં આવ્યું ? આ સવાલ ખુદ મક્કાના મુશ્રિકો (મૂર્તિપૂંજકો)એ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને કર્યો હતો. અલ્લાહ તઆલાએ આ સવાલનો જવાબ આ શબ્દોમાં આપ્યો હતો.

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَا نُزِّلَ عَلَيْهِ الْقُرْاٰنُ جُمْلَةً وَّاحِدَةً، كَذٰلِكَ لِنُثَبِّتَ بِهٖ فُؤَادَكَ
وَرَتَّلْنٰهُ تَرْتِيْلًا ٥ وَلَا يَاْتُوْنَكَ بِمَثَلٍ اِلَّا جِئْنٰكَ بِالْحَقِّ وَاَحْسَنَ تَفْسِيْرًا ٥

*"અને કાફિરોએ કહ્યું કે, કુર્આન એકી સાથે (એક સામટું) કેમ નાઝિલ કરવામાં ન આવ્યું ? એવી જ રીતે (અમે કુર્આનને ક્રમે ક્રમે ઉતાર્યું છે) જેથી અમે આપ (ﷺ)ના દિલને પૂર્ણ સંતોષ આપીએ અને અમે એને થોડું-થોડું (ક્રમે-ક્રમે) પઢ્યું છે, અને તેઓ કોઈ વાત આપની પાસે નહીં લાવે પરંતુ, અમે આપ (ﷺ)ની પાસે સચ્ચાઈ લાવીશું, અને (એનું) શ્રેષ્ઠ વિવરણ (તફસીર) રજૂ કરીશું."*

*(૨૫:૩૨-૩૩)*

ઈમામ રાઝી (રહ.)એ આ આયતની તફસીર (વિવરણ)માં કુર્આન ક્રમે ક્રમે ઉતારવાની જે હિકમતો વર્ણવી છે, અત્રે તેની સ્પષ્ટતા સમજી લેવી પૂરતી છે. તેઓ ફરમાવે છે કે,

(૧) હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ "ઉમ્મી" (અક્ષરજ્ઞાન પ્રાપ્ત ન કર્યું હોય તેવા) હતા, લખતાં-વાંચતા આવડતું ન હતું. એટલા માટે જો આખું કુર્આન એકસામટું નાઝિલ થઈ ગયું હોત તો એને યાદ રાખવું અને સ્મૃતિમાં સુરક્ષિત રાખવું મુશ્કેલ હતું. એથી વિપરીત હઝરત મૂસા (અલયહિસ્સલામ)ને લખતાં-વાંચતા આવડતું હતું, એટલા માટે તેમના ઉપર તવરાત એકસામટી એકી સાથે નાઝિલ કરવામાં આવી હતી.

(૨) જો સમગ્ર કુર્આને શરીફ એકસામટું એકી સાથે ઉતારવામાં આવ્યું હોત તો, નમાઝ અને હુકમોની પાબંદી (તમામ પ્રકારના શરઈ આદેશોનું પાલન કરવું) એકસાથે ફરજ થઈ ગયું હોત; અને તે હિકમતપૂર્ણ (ડહાપણયુક્ત વિવેકબુદ્ધિના) ક્રમથી પણ વિરૂદ્ધ લેખાયું હોત, જે વિવેકબુદ્ધિ અને હિકમત શરીઅતે મુહમ્મદી ﷺની દરેક બાબતમાં જોવા મળે છે.

(૩) હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને પોતાની કૌમ (સમાજ) તરફથી દરરોજ નવી નવી તકલીફો સહન કરવી પડતી હતી. જિબ્રઈલ (અલયહિસ્સલામ)નું વારંવાર કુર્આને કરીમનું લઈને આવવું આ તકલીફોને હળવી બનાવી દેતું હતું

અને આપ ﷺના દિલ અને ઈરાદાઓ મજબૂત બનવાનું કારણ બનતું હતું.

(૪) કુર્આને કરીમનો એક હિસ્સો લોકોના સવાલોના જવાબમાં અને વિવિધ પ્રસંગોના અનુસંધાને છે. એટલા માટે એવી આયતોનું ઊતરવું એવા સમયે જ યોગ્ય હતું જ્યારે કે તે સવાલો પૂછવામાં આવ્યા હોય અથવા તે ઘટનાઓ ઘટી હોય ! તેનાથી મુસલમાનોના ડહાપણ (Wisdom), જ્ઞાન અને વિવેકબુદ્ધિનો પણ વિકાસ થતો હતો અને કુર્આને કરીમની ગૈબી (રહસ્યપૂર્ણ ગુપ્ત વાતો)ના વર્ણનથી તેની સચ્ચાઈ સ્પષ્ટ રીતે લોકો સમક્ષ આવી જતી હતી.

*(તફસીરે કબીર : ૬/૩૩૬)*

## શા'ને નુઝૂલ (કુર્આન શરીફ ઊતરવાની પૂર્વભૂમિકા) :

કુર્આને કરીમની આયતો બે પ્રકારની છે. એક તે આયતો છે જે અલ્લાહ તઆલાએ કોઈ ખાસ પ્રસંગ (ઘટના) અથવા કોઈ સવાલ વગેરેની પૂર્વભૂમિકા વિના નાઝિલ કરી છે, જ્યારે બીજી આયતો એવા પ્રકારની છે, જે કોઈ ખાસ ઘટનાના અનુસંધાને અથવા કોઈ સવાલના જવાબમાં નાઝિલ થઈ છે. એવી ઘટનાઓને આ પ્રકારની આયતો ઊતરવાની પૂર્વભૂમિકા કહેવી જોઈએ. આ પૂર્વભૂમિકા મુફસ્સિરીન (વિવરણકારો)ની વ્યાખ્યામાં "સબબે નુઝૂલ" (આયતો ઊતરવાનું કારણ) અથવા "શા'ને નુઝૂલ" (આયતો ઊતરવાની પૂર્વભૂમિકા) કહેવામાં આવે છે. દાખલા તરીકે સૂરએ બકરહની આ આયત જુઓ :

لَا تَنْكِحُوا الْمُشْرِكٰتِ حَتّٰى يُؤْمِنَّ وَلَاَمَةٌ مُّؤْمِنَةٌ خَيْرٌ مِّنْ مُّشْرِكَةٍ وَّلَوْ اَعْجَبَتْكُمْ....

*"મુશ્રિક (અલ્લાહ તઆલાની જાતમાં અન્યને ભાગીદાર ઠેરવનાર) સ્ત્રીઓ સાથે લગ્ન (નિકાહ) ન કરો, જ્યાં સુધી કે તેઓ ઈમાન (ઈમાન એટલે એક અલ્લાહમાં આસ્થા ધરાવવી તથા હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને અલ્લાહના રસૂલ "સંદેશાવાહક" દિલથી માનવા અને તેનો મૌખિક ઈકરાર પણ કરવો) ન લઈ આવે, અને નિઃસંકોચ એક મો'મિન (ઈમાન ધરાવનાર) દાસી એક મુશ્રિક આઝાદ (સ્વતંત્ર) સ્ત્રીથી ઉત્તમ છે ભલે તે મુશ્રિક સ્ત્રી તમને પસંદ હોય." (૨:૨૨૧)*

આ આયત એક ખાસ પ્રસંગે નાઝિલ થઈ હતી. અજ્ઞાનતાના યુગમાં હઝરત મરષદ બિન અબી મરષદ ગનવી (રદિયલ્લાહુ તઆલા અન્હુ)નો ઈનાક નામની એક સ્ત્રી સાથે સંબંધ હતો. ઈસ્લામ કબૂલ કર્યા પછી તેઓ મદીના મુનવ્વરહ ચાલ્યા આવ્યા અને તે સ્ત્રી મક્કા મુકર્રમહમાં રહી ગઈ. એક વખતે હઝરત મરષદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) કોઈ કામસર મક્કા ગયા તો ઈનાકે તેમને ગુનાહ તરફ આમંત્રિત કર્યા. હઝરત મરષદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)એ સાફ ઈન્કાર કરી દીધો અને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, "ઈસ્લામ મારા અને તારા દરમિયાન (મધ્ય)માં એક દિવાલ છે. પરંતુ જો તું ઈચ્છતી હોય તો હું હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની પરવાનગી મેળવ્યા પછી તારી સાથે લગ્ન (નિકાહ) કરી શકું છું." મદીના તય્યિબહ પહોંચીને હઝરત મરષદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)એ આપ ﷺ પાસે નિકાહની પરવાનગી માંગી અને પોતાની પસંદગી જાહેર કરી. આ ઘટનાના સંદર્ભમાં આ આયત ઊતરી હતી. "અને તેણે (અલ્લાહે) મુશ્રિક સ્ત્રીઓ સાથે નિકાહની મનાઈ ફરમાવી દીધી."

*(અસ્બાબુન્નુઝૂલ લિલ્વાહિદી રહ. પેજ : ૩૮)*

આ ઘટના ઉપરોક્ત આયતનો "શા'ને નુઝૂલ" (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) અથવા "સબબે નુઝૂલ" (આયત ઊતરવાનું કારણ) કહેવામાં આવે છે. કુર્આને શરીફની તફસીર (વિવરણ)માં "શા'ને નુઝૂલ" ખૂબ જ મહત્ત્વ ધરાવે છે. ઘણી બધી આયતોનો મફહૂમ (સમજવામાં આવતો અર્થ) ત્યાં સુધી ચોક્કસ અને સાચી રીતે સમજી નથી શકાતો, જ્યાં સુધી કે તેનો "શા'ને નુઝૂલ" (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) ખબર ન હોય.

---

# કુર્આન શરીફના સાત શબ્દો અને કિરાઅતો (ઉચ્ચારથી પઢવાની પદ્ધતિ)

અલ્લાહ તઆલાએ કુર્આને કરીમની તિલાવત્ (પઢવા)ને સરળ બનાવવાના હેતુથી ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને એક વિશેષ પ્રકારની સહૂલત ભેટ ધરી છે. આ સરળતા એ છે કે, અલ્લાહ તઆલાએ કુર્આન શરીફના શબ્દોને વિવિધ ઉચ્ચારની પદ્ધતિઓથી પઢવાની છૂટ આપી છે. જેના કારણે જો કોઈ વ્યક્તિ કોઈ એકાદ શબ્દ એક ઉચ્ચારની પદ્ધતિથી ન પઢી શકે તો તે એને અન્ય ઉચ્ચારની પદ્ધતિથી પણ પઢી શકે છે. સહીહ મુસ્લિમની એક હદીષમાં છે કે, હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ એક વખતે બનુ ગિફારના તળાવ પાસે હાજર હતા ત્યારે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ આવીને કહ્યું, "અલ્લાહ તઆલાએ આપ ﷺને હુકમ આપ્યો છે કે, આપ ﷺ પોતાની ઉમ્મતને હુકમ આપો કે, કુર્આનને એક જ ઉચ્ચારની પદ્ધતિથી પઢે." આપ ﷺએ કહ્યું કે, "અલ્લાહ પાસે હું એની મા'ફી અને મગફિરત ઇચ્છું છું. મારી ઉમ્મતમાં એવી તાકાત (શકિત) નથી." પછી હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) બીજા વખતે આપ ﷺ પાસે આવ્યા અને કહ્યું કે, "અલ્લાહે આપને હુકમ આપ્યો છે કે, આપ ﷺની ઉમ્મત કુર્આનને બે પ્રકારના ઉચ્ચારથી પઢે." આપ ﷺએ ફરમાવ્યું કે, "હું અલ્લાહ તઆલાથી મા'ફી અને મગફિરતની યાચના કરું છું. મારી ઉમ્મતમાં તેની પણ શકિત નથી." પછી તેઓ ત્રીજી વખતે આવ્યા અને કહ્યું કે, "અલ્લાહ તઆલાએ આપ ﷺને હુકમ આપ્યો છે કે, આપ ﷺની ઉમ્મત કુર્આનને સાત ઉચ્ચારોની પદ્ધતિથી પઢે, પછી તેઓ તેમાંથી જે પણ ઉચ્ચારની પદ્ધતિથી પઢશે તેઓની કિરાઅત (પઢવું) યોગ્ય હશે."

*(મનાહિલુલ્ ઈરફાનના હવાલાથી : ૧/૧૩૩)*

એક હદીષમાં હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺનો ઈરશાદ છે,

اِنَّ هٰذَا الْقُرْاٰنَ اُنْزِلَ عَلٰی سَبْعَةِ اَحْرُفٍ فَاقْرَءُوْا مَاتَیَسَّرَ مِنْهُ،

(صحیح بخاری مع القسطلانی ۷ ـ ۴۵۳)

***"આ કુર્આન સાત ઉચ્ચારની પદ્ધતિથી ઉતારવામાં આવ્યું છે, બસ પછી તેમાંથી જે તમારા માટે સહેલું હોય એના દ્વારા પઢી લો."***

*(સહીહ બુખારી, મઅલ કસ્તલાની : ૭/૪૫૩)*

હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના ઈરશાદ (કહેણ–ફરમાન– આદેશ)માં સાત શબ્દો (ઉચ્ચાર)ની પદ્ધતિનો શું અર્થ છે ? તેના વિશે વિદ્વાનો (ઉલમા) વિવિધ મત ધરાવે છે. (આ બાબતની વિસ્તારપૂર્વકની છણાવટ અને સંશોધનપૂર્ણ ચર્ચા માટે મારી કિતાબ "ઉલૂમુલ કુર્આન" જોઈ લેવી) પરંતુ સંશોધનકાર ઉલમાના મતે તેમાં સ્વીકૃતિપ્રાપ્ત અર્થ એ છે કે, કુર્આને કરીમની જે કિરાઅતો (ઉચ્ચારની પદ્ધતિ) અલ્લાહ તઆલા તરફથી ઉતારવામાં આવી છે તેમાં પરસ્પર તફાવત અને વિવિધતા કુલ સાત પ્રકારો પર આધારિત છે અને તેના સાત પ્રકારો આ પ્રમાણે છે.

**(૧) નામો (ઉચ્ચાર)માં વિવિધતા :**

જેમાં એકવચન, બેવચન અને બહુવચન (વાહિદ–તષ્નિયા અને જમઅ્ અરબી ભાષામાં બે વ્યકિતઓ માટે બેવચન હોય છે જેને તષ્નિયા કહે છે. જેમકે, પહેલો વ્યકિત એકવચન વાહિદ, પહેલા બે વ્યકિત બેવચન તષ્નિયા અને પછી બેથી વધુ, બહુવચન જમઅ્) તથા અરબી ભાષામાં પુરુષવાચક અને સ્ત્રીવાચક સર્વનામોમાં પણ વિવિધતા હોય છે. દાખલા તરીકે એક કિરાઅતમાં تَمَّتْ كَلِمَةُ رَبِّكَ છે અને બીજી કિરાઅત (ઉચ્ચારની પદ્ધતિ)માં تَمَّتْ كَلِمَاتُ رَبِّكَ છે.

**(૨) ક્રિયાપદમાં વિવિધતા :**

અમુક કિરાઅત (ઉચ્ચારની પદ્ધતિ)માં ભૂતકાળનો શબ્દ છે, અમુકમાં વર્તમાનકાળનો અને કોઈ કિરાઅતમાં અજ્ઞાર્થવાચક. દાખલા તરીકે એક કિરાઅતમાં رَبَّنَا بَاعِدْ بَيْنَ اَسْفَارِنَا અને બીજીમાં رَبُّنَا بَعَّدَ بَيْنَ اَسْفَارِنَا،

**(૩) સંકેતો (સહાયક ચિહ્નો ઝબર-ઝેર, પેશ વગેરે)માં વિવિધતા :**

આમાં સંકેતો અથવા ઝબર, ઝેર, પેશનો ફરક જોવા મળે છે. દાખલા તરીકે لَا يُضَارَّ كَاتِبٌ ની જગ્યાએ لَا يُضَارُّ كَاتِبٌ અને ذُو الْعَرْشِ الْمَجِيْدُ ની જગ્યાએ ذُو الْعَرْشِ الْمَجِيْدِ

**(૪) શબ્દો વધતા ઓછા હોવાની વિવિધતા :**

એક કિરાઅતમાં કોઈ શબ્દ ઓછો અને બીજી કિરાઅતમાં કોઈ શબ્દ વધારે હોય, દાખલા તરીકે એક કિરાઅતમાં تَجْرِیْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ અને બીજી કિરાઅતમાં تَجْرِیْ تَحْتَهَا الْاَنْهٰرُ

**(૫) શબ્દોને આગળ-પાછળ કરવામાં વિવિધતા :**

એક કિરાઅતમાં કોઈ એક શબ્દ આગળ અને બીજીમાં કોઈ એક શબ્દ પાછળ હોય છે.

દાખલા તરીકે وَجَآءَتْ سَكْرَةُ الْمَوْتِ بِالْحَقِّ અને وَجَآءَتْ سَكْرَةُ الْحَقِّ بِالْمَوْتِ

**(૬) શબ્દોની અદલા-બદલીમાં વિવિધતા :**

એક કિરાઅતમાં એક શબ્દ છે અને તેની જગ્યાએ બીજી કિરાઅતમાં બીજો શબ્દ છે, દાખલા તરીકે نُنْشِزُهَا અને نَنْشُرُهَا તથા فَتَبَيَّنُوْا અને فَتَثَبَّتُوْا તથા طَلْحٍ અને طَلْعٍ

**(૭) "લય"માં વિવિધતા :**

જેમાં સ્ત્રીવાચક સર્વનામ, તરકીક, ઈમાલા (વ્યાકરણની દૃષ્ટિએ અલીફને મજબૂત કરવો), મદ (શબ્દનો લાંબો ઉચ્ચાર કરવો), કસ્ર (શબ્દનો ટૂંકો ઉચ્ચાર કરવો), હમ્ઝા, ઈદગામ (એક પ્રકારના બે શબ્દોને એકબીજા સાથે જોડી દેવું) વગેરેમાં વિવિધતા હોય છે. એટલે કે, તેમાં શબ્દ તો નથી બદલાતો પરંતુ તેમાં ઉચ્ચારની પદ્ધતિ બદલાય જાય છે. દાખલા તરીકે એક કિરાઅતમાં "મૂસા"ને બીજી કિરાઅતમાં "મૂસય"ની જેમ પઢવામાં આવે છે.

ખૈર, કિરાઅતના આ સાત પ્રકારોની વિવિધતાના સંદર્ભમાં ઘણી બધી કિરાઅતો નાઝિલ થઈ હતી પરંતુ તેમના પરસ્પરના તફાવતમાં અર્થનો ફરક (ભેદ) ન હતો. ફકત તિલાવત (પઢવા)ની સહૂલત માટે તેની પરવાનગી આપવામાં આવી હતી.

શરૂઆતમાં અમુક લોકો કુર્આન શરીફ પઢવાની કોઈ ચોક્કસ પદ્ધતિથી ટેવાયલા ન હતા, એના કારણે તેમને આ સાત પ્રકારના વર્તુળમાં ઘણી બધી

કિરાઅતોની પરવાનગી આપવામાં આવી હતી. હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺનો એ ક્રમ હતો કે, દર વર્ષે રમઝાન મહિનામાં હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) સાથે કુર્આન શરીફનો દૌર (પુનરાવર્તન) કર્યા કરતા હતા. જે વર્ષમાં આપ ﷺની વફાત થઈ એ વર્ષે આપ ﷺએ બે વખતે દૌર (પુનરાવર્તન) કર્યો હતો. આ દૌરને "<u>અરસએ અખીરહ</u>" (છેવટનો સમય) કહેવામાં આવે છે. તે વખતે ઘણી બધી કિરાઅતો રદ કરવામાં આવી અને ફકત તે જ કિરાઅતો બાકી રાખવામાં આવી જે કિરાઅતો આજ દિન સુધી મોટી સંખ્યામાં સુરક્ષિત રહી છે.

હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ તઆલા અન્હુ)એ કુર્આનની તિલાવત (પઢવા)ની ગલતફહમીઓ (ગેરસમજો) દૂર કરવા માટે પોતાના ખિલાફતકાળમાં કુર્આને કરીમના સાત નુસ્ખા (પ્રતો) તૈયાર કરાવ્યા અને આ સાત પ્રતોમાં બધી જ કિરાઅતોને એવી રીતે ભેગી કરી કે, કુર્આને કરીમની આયતો પર નુકતા અને ઝેર, ઝબર, પેશ (સહાયક સંકેતો અને ચિહ્નો) મૂકયા નહીં, જેથી કોઈપણ વ્યક્તિ તે જ પ્રવર્તમાન કિરાઅતો (પઢવાની પદ્ધતિ)માંથી જે પદ્ધતિ (કિરાઅત)થી ઈચ્છે તે પ્રમાણે પઢી શકે. એવી જ રીતે મોટાભાગની કિરાઅતો લેખિત સ્વરૂપે અસ્તિત્વમાં આવી ગઈ અને જે કિરાઅતો લેખિત સ્વરૂપમાં ન આવી શકી તેને સુરક્ષિત રાખવા માટેની પદ્ધતિ તેમણે એવી અપનાવી કે, એક કિરાઅતની એક પ્રત તે પ્રમાણે લખી અને બીજી કિરાઅતની પ્રતને તે પ્રમાણે. ઉમ્મતે (મુસ્લિમ કૌમે) આ પ્રતોમાં ભેગી કરવામાં આવેલ કિરાઅતોને યાદ રાખવા માટે એટલી બધી કાળજી લીધી કે, "ઈલ્મે કિરાઅત" (કિરાઅતનું જ્ઞાન) જ્ઞાનની એક આગવી શાખા બની ગઈ અને સેંકડો ઉલમા (વિદ્વાનો), કારીઓ (ખાસ તજવીદની પદ્ધતિથી કુર્આન પઢનારા) અને હાફિઝો (સંપૂર્ણ કુર્આન શરીફ કંઠસ્થ કરનારા) તેની સુરક્ષા માટે પોતાની જિંદગીઓ ખર્ચ કરવા લાગ્યા.

વાસ્તવમાં થયું એવું હતું કે, જે વખતે હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ તઆલા અન્હુ)એ કુર્આન શરીફના સાત નુસ્ખા (પ્રતો) વિવિધ વિસ્તારોમાં મોકલ્યા તો તેની સાથે કારીઓ (કુર્આન પઢનારાઓ)ને પણ મોકલ્યા હતા, જેથી તેઓ તિલાવત (પઢવાની પદ્ધતિ) શિખવાડી શકે. આ કારીઓ જ્યારે જુદા—જુદા વિસ્તારોમાં પહોંચ્યા તો તેમણે પોતાની પઢવાની પદ્ધતિ પ્રમાણે લોકોને કુર્આનનું શિક્ષણ આપ્યું અને આ પ્રમાણે વિવિધ કિરાઅતો લોકોમાં પ્રચલિત થઈ ગઈ. આ

પ્રસંગે અમુક લોકોએ આ વિવિધ કિરાઅતોને યાદ રાખવામાં અને તે કિરાઅતો લોકોને શિખવાડવામાં જ પોતાની જિંદગીઓ "વક્ફ" (અમાનત) કરી દીધી. આ રીતે "ઇલ્મે કિરાઅત" (કુર્આન પઢવાની પદ્ધતિનું જ્ઞાન)નો પાયો નંખાયો. દરેક વિસ્તારના લોકો આ જ્ઞાનથી લાભાન્વિત થવા કિરાઅતના ઈમામોના શરણમાં જવા લાગ્યા. કોઈએ ફક્ત એક કિરાઅત યાદ રાખી, કોઈએ બે, કોઈએ ત્રણ તો કોઈએ એથી પણ વધુ ! આ ક્રમમાં આખી ઉમ્મતમાં એક પાયાનો નિયમ પ્રચલિત હતો અને દરેક વિસ્તારમાં એ જ નિયમ કાર્યાન્વિત હતો અને છે. તે નિયમ એ છે કે, ફક્ત તે જ કિરાઅત (પઢવાની પદ્ધતિ) કુર્આન હોવાના સ્વરૂપમાં માન્ય રાખવામાં આવશે કે જેમાં નીચે પ્રમાણેની ત્રણ શરતો પૂરી થતી હોય.

આ કિરાઅતો,

(૧) હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ તઆલા અન્હુ)એ તૈયાર કરેલ લેખિત પ્રતો પ્રમાણે હોય.

(૨) અરબી ભાષાના વ્યાકરણ પ્રમાણે હોય.

(૩) હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની સનદ (આધારભૂત પ્રમાણો)થી સાબિત થયેલ હોય અને કિરાઅતના ઈમામોમાં પ્રખ્યાત હોય.

જે કિરાઅતમાં ઉપરોક્ત શરતોમાંથી કોઈ એક શરત પણ પૂરી ન થતી હોય તેને કુર્આનનો અંશ સમજી શકાય નહીં. એવી જ રીતે આ વિવિધ કિરાઅતોની એક મોટી સંખ્યા પેઢી દર પેઢી આગળ વધતી રહી અને સહૂલત માટે એવું પણ થયું કે, એક ઈમામે એક અથવા અમુક કિરાઅતોને અપનાવીને તેનું શિક્ષણ આપવાની શરૂઆત કરી અને તે કિરાઅત તે ઈમામના નામથી જ પ્રખ્યાત થઈ ગઈ. પછી ઉલમા (વિદ્વાનો)એ તે કિરાઅતોને એકત્રિત કરવા માટે કિતાબો (પુસ્તકો) લખવાની શરૂઆત કરી. જેમકે સૌ પ્રથમ ઈમામ અબૂ ઉબયદહ કાસિમ બિન સલ્લામ (રહ.), ઈમામ અબૂ હાતિમ સજિસ્તાની (રહ.), કાજી ઈસ્માઈલ (રહ.) અને ઈમામ અબૂ જઅ્ફર તબરી (રહ.)એ જ્ઞાનની આ શાખા ઉપર કિતાબો (પુસ્તકો) સંપાદિત કર્યા, જેમાં ૨૦થી વધારે કિરાઅતો ભેગી કરી. પછી અલ્લામહ અબૂ બક્ર બિન મુજાહિદ રહ. વફાત સ.હિ. ૩૨૪એ

એક કિતાબ લખી જેમાં ફક્ત સાત કારીઓની કિરાઅતો એકત્રિત કરવામાં આવી. તેમનું આ લખાણ એટલું બધું સ્વીકાર્ય બન્યું કે, આ સાત કારીઓની કિરાઅતો બીજા કારીઓ કરતાં વધારે પ્રખ્યાત થઈ ગઈ. બલકે, અમુક લોકો એવું સમજવા લાગ્યા કે સહીહ (વાસ્તવિક) અને વિવિધ કિરાઅતો ફક્ત આ સાત જ છે. જો કે, ઘટના એમ છે કે અલ્લામહ ઈબ્ને મુજાહિદ (રહ.)એ ફક્ત યોગાનુયોગ જ આ સાત કિરાઅતો એકત્રિત કરી હતી, તેમાં એમની ઈચ્છા કદાપિ એ ન હતી કે તેમના સિવાય બીજી કિરાઅતો ખોટી અને અસ્વીકાર્ય બને. અલ્લામહ ઈબ્ને મુજાહિદ (રહ.)ના આ કાર્યમાં બીજી ગેરસમજ એ ઊભી થઈ કે, અમુક લોકો "સબઅતિ અહરુફ" (સાત પ્રકારના ઉચ્ચારની પદ્ધતિ)નો અર્થ એ સમજવા લાગ્યા કે, તેનો અર્થ ફક્ત આ સાત કિરાઅતો જ છે જેને ઈબ્ને મુજાહિદ (રહ.)એ એકત્રિત કરી છે. જો કે, અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે આ સાત કિરાઅતો સહીહ કિરાઅતોનો એક ભાગ માત્ર છે. બલકે, પ્રત્યેક તે કિરાઅત જે ઉપરોક્ત ત્રણ શરતોના પ્રમાણપત્ર ઉપર આધારિત હોય તે સહીહ અને સ્વીકાર્ય છે અને તે સાત પ્રકારે પઢવાની પદ્ધતિઓમાં શામિલ છે જેના ઉપર કુર્આન શરીફ નાઝિલ થયું હતું.

## સાત કારીઓ :

**(કુર્આનને વિવિધ ઉચ્ચારે, મોટા અવાજે, લયબદ્ધ રીતે, અરબીના ઉચ્ચાર વિજ્ઞાનનું શિક્ષણ પ્રાપ્ત કરી તજવીદ્થી પઢનારાઓ)**

અલ્લામહ ઈબ્ને મુજાહિદ (રહ.)એ ઉપરોક્ત પ્રવૃત્તિમાં સૌથી વધારે પ્રખ્યાત જે સાત કારીઓનો સમાવેશ કર્યો છે તે આ પ્રમાણે છે.

(૧) અબ્દુલ્લાહ બિન કષીરુદારી (રહ. વફાત—મરણ સન હિજરી ૧૨૦) : તેમણે સહાબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમ)માંથી હઝરત અનસ બિન માલિક, હઝરત ઝુબૈર અને અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)ના દર્શન (ઝિયારત) કર્યા હતા અને તેમની કિરાઅત મક્કએ મુકર્રમહમાં વધુ પ્રખ્યાત હતી. તેમની કિરાઅતના રાવીઓ (આધારભૂત પ્રમાણિત થયેલા વર્ણનકર્તાઓ)માં બજ્જી بزّى (રહ.) અને કમ્બલ قنبل (રહ.) વધારે પ્રખ્યાત છે.

(૨) નાફેઅ બિન અબ્દુર્રહમાન બિન અબી નઈમ (રહ. વફાત સન હિ. ૧૬૯) :

એમણે ૭૦ એવા તાબિઈન (જેમણે મુસલમાન હોવાની હાલતમાં કોઈ સહાબી રદિયલ્લાહુ તઆલા અન્હુને જોયા હોય અને મુસલમાન હોવાની હાલતમાં જ તેમનું મૃત્યું થયું હોય તેમને તાબિઈન કહેવામાં આવે છે.)થી લાભ ઉઠાવ્યો હતો જેઓ સીધે સીધા હઝરત ઉબય્ બિન કઅ્બ (રદિયલ્લાહુ તઆલા અન્હુ), હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) અને હઝરત અબૂ હુરૈરહ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના શાગિર્દ (વિદ્યાર્થી) હતા. એમની કિરાઅત મદીના તય્યિબહમાં વધારે પ્રખ્યાત થઈ અને તેમના રાવીઓ (વર્ણનકર્તાઓ)માં અબૂ મૂસા કાલૂન (રહ. વફાત સન હિજરી ૨૨૦) અને અબુ સઈદ વર્શ (રહ. વફાત સન હિજરી ૧૯૭) વધારે પ્રખ્યાત છે.

(૩) અબ્દુલ્લાહ બિન હિસબી (રહ.), જેઓ ઈબ્ને આમિર (રહ.)ના નામથી પ્રખ્યાત છે. (વફાત સન હિજરી ૧૧૮) : તેમણે સહાબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમ)માંથી હઝરત નોઅ્માન બિન બશીર (રદિ.) અને હઝરત વાષિલા બિન અસ્કાઅ્ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના દર્શન (ઝિયારત) કર્યા હતા અને કિરાઅતનું જ્ઞાન હઝરત મુગયરા બિન શિહાબ મખ્ઝૂમી (રહ.) પાસેથી પ્રાપ્ત કર્યું હતું, જેઓ હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના શાગિર્દ (વિદ્યાર્થી) હતા. તેમની કિરાઅતનો વધારે રિવાજ શામ (સીરીયા)માં રહ્યો અને તેમની કિરાઅતના રાવીઓ (વર્ણનકર્તાઓ)માં હિશામ (રહ.) અને ઝકવાન (રહ.) વધારે પ્રખ્યાત છે.

(૪) અબુ અમ્ર અને ઝબ્બાન બિન લ અલાઅ્ ابو عمرو زبّان بن العلاء (રહ. વફાત સન હિજરી ૧૫૪): તેમણે હઝરત મુજાહિદ (રહ.) અને સઈદ બિન ઝૂબૈર (રહ.)ના હવાલાથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) અને હઝરત ઉબય્ બિન કઅ્બ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)થી રિવાયત વર્ણન કરી છે, અને તેમની કિરાઅત બસરા (ઈરાક)માં ખૂબ પ્રખ્યાત થઈ. તેમની કિરાઅતના રાવીઓમાં અબૂ ઉમર દવરી (રહ. વફાત સન હિજરી ૨૪૬) અને અબૂ શુઅયૂબ સૂસી (રહ. વફાત સન હિજરી ૨૬૧) વધારે પ્રખ્યાત છે.

(૫) હમ્ઝા બિન હબીબ અલ જય્યાત મૌલા ઇકરમા બિન રબીઅ તયમી حمزہ بن حبيب الزيّات مولى عكرمه بن ربيع التيميّ (રહ. વફાત સન હિજરી ૧૮૮) : તેઓ સુલૈમાન અઅ્મશ (રહ.)ના શાગિર્દ (વિદ્યાર્થી) હતા અને સુલૈમાન અઅ્મશ, યહ્યા બિન વસ્સાબ (રહ.)ના શાગિર્દ હતા. યહ્યા ઝિર્ર બિન હુબયશ زرّ بن حبيش (રહ.)ના અને ઝિર્ર એ હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ તઆલા અન્હુ), હઝરત અલી (રદિયલ્લાહુ તઆલા અન્હુ) અને હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)થી લાભ ઉઠાવ્યો હતો. તેમના રાવીઓમાં ખલ્ફ બિન હિશામ (વફાત સન હિજરી ૧૮૮) અને ખલ્લાદ બિન ખાલિદ (રહ. વફાત સન હિજરી ૨૨૦) વધારે પ્રખ્યાત છે.

(૬) આસિમ બિન અબીન્નજુદલ અસદી (રહ. વફાત સન હિજરી ૧૨૭) : તેઓ ઝિર્ર બિન હુબયશ (રહ.)ના હવાલાથી હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) અને અબૂ અબ્દુર્રહમાન સુલમી (રહ.) દ્વારા હઝરત અલી (રદિ.)ના શાગિર્દ હતા. તેમની કિરાઅતના રાવીઓમાં શુઅ્બા બિન અય્યાશ (રહ. વફાત સન હિજરી ૧૯૩) અને હફ્સ બિન સુલૈમાન (રહ. વફાત સન હિજરી ૧૮૦) વધારે પ્રખ્યાત છે. પ્રવર્તમાન સમયમાં મોટે ભાગે તિલાવત (કુર્આન શરીફ પઢવાની પદ્ધતિ) આ જ હફ્સ બિન સુલૈમાન (રહ.)ની રિવાયત પ્રમાણે જ હોય છે.

(૭) અબુલ હસન અલી બિન હમ્ઝા અલ કસાઈન્નહ્વી (રહ. વફાત સન હિજરી ૧૮૯) : એમના રાવીઓમાં અબુલ હારિસ મરવઝી (રહ. વફાત સન હિજરી ૨૪૦) અને અબૂ ઉમરદવરી (રહ. જેઓ અબૂ અમ્ર રહ.ના પણ રાવી છે) વધારે પ્રખ્યાત છે. પાછલા સમયમાં ત્રણે બુઝુર્ગોની કિરાઅતો કૂફા (ઈરાક)માં પ્રખ્યાત થઈ. (પરંતુ જેમકે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે, આ સાત કારીઓ સિવાય બીજા પણ અનેક કારીઓ મોટા પ્રમાણમાં છે અને તેઓ સહીહ પણ છે, એટલા માટે જ્યારે પાછળથી કેટલીક ગેરસમજો ઊભી થવા લાગી કે, કુર્આન શરીફની આ સાત કિરાઅતો ફક્ત ઉપરોક્ત સાત કારીઓની પદ્ધતિઓ ઉપરજ આધારિત છે, ત્યારે અસંખ્ય ઉલમા (વિદ્વાનો)એ દાખલા તરીકે અલ્લામહ શઝાઈ شذائی (રહ.) અને અબૂ

બક્ર બિન મિહરાન (રહ.)એ સાતના બદલે દશ કિરાઅતો એક કિતાબ (પુસ્તક)માં એકત્રિત કરી. જેમાં "કિરાઅતે અશ્રહ" (દશ કિરાઅતો)ની વ્યાખ્યા પ્રચલિત થઈ ગઈ. આ દશ કિરાઅતોમાં ઉપરોક્ત કારીઓ સિવાય અન્ય ત્રણ કારીઓની કિરાઅતોને પણ સામેલ કરવામાં આવી.

૧. યાકૂબ બિન ઈશાક હજ્રમી (રહ. વફાત સન હિજરી ૨૦૫) : એમની કિરાઅત બસરામાં વધારે પ્રખ્યાત થઈ.

૨. ખલ્ફ બિન હિશામ (રહ. વફાત સન હિજરી ૨૦૫) : જેઓ હમ્ઝા (રહ.)ની કિરાઅતના પણ રાવી છે. તેમની કિરાઅત કુફામાં વધારે પ્રચલિત થઈ હતી.

૩. અબૂ જા'ફર યઝીદ બિન કઅકાઅ્ (રહ. વફાત સન હિજરી ૧૩૦) : જેમની કિરાઅત મદીના તય્યિબહમાં વધારે પ્રચલિત થઈ.

આ જ પ્રમાણે અમુક લોકોએ ૧૪ કારીઓની કિરાઅતો એકત્રિત કરી અને તેમાં ઉપરોક્ત દશ કારીઓ સિવાય નીચે પ્રમાણેના કારીઓની કિરાઅતોનો વધારો કર્યો.

૧. હસન બસરી (રહ. વફાત સન હિજરી ૧૧૦) : જેમની કિરાઅતનું કેન્દ્ર બસરા હતું.

૨. મુહમ્મદ બિન અબ્દુર્રહમાન ઈબ્ને મુહીઝ محمد بن عبد الرّحمن ابن محيض (રહ. વફાત સન હિજરી ૧૨૩) : જેમની કિરાઅતનું કેન્દ્ર મક્કા મુકર્રમહ હતું.

૩. યહ્યા બિન મુબારક યઝિદી (રહ. વફાત સન હિજરી ૨૦૨) : જેઓ બસરા (ઈરાક)ના નિવાસી હતા.

૪. અબુલ ફર્જ શમ્બુજી ابو الفرج شمبوذی (રહ. વફાત સન હિજરી ૨૮૮) : જેઓ બગદાદ (ઈરાક)ના નિવાસી હતા.

અમુક વિદ્વાનોએ ૧૪ કારીઓમાં હઝરત શમ્બુજી (રહ.)ના બદલે હઝરત સુલૈમાન અમીસ (રહ.)નું નામ ગણતરીમાં લીધેલ છે. તેમાં પહેલી દશ કિરાઅતો જેના વિશે અસંખ્ય પ્રમાણભૂત આધારો (સહીહ મુતવાતિર કૌલ) જોવા મળે છે અને આ દશ સિવાય અન્ય કિરાઅતો પણ છે.

(مَناهِلُ الْعِرفَانْ بحواله منجد المقرئين لا بن الجزرىؒ)

# કુર્આન શરીફ સુરક્ષિત રાખવાનો ઇતિહાસ

## આપ ﷺના જીવનકાળ દરમિયાન કુર્આનની સુરક્ષા :

કુર્આન શરીફ એકી સાથે એકસામટું પૂરેપૂરું નાઝિલ નથી થયું બલકે, વિવિધ આયતો આવશ્યકતા અનુસાર અને ઘટનાઓના અનુસંધાને ઉતારવામાં આવતી હતી, એટલા માટે આપ ﷺના જીવનકાળ દરમિયાન એ શક્યતા જ ન હતી કે તેને પુસ્તક સ્વરૂપે સુરક્ષિત કરી લેવામાં આવે, માટે ઈસ્લામના શરૂઆતના દિવસોમાં કુર્આનને સુરક્ષિત રાખવા માટે સૌથી વધુ આધાર સ્મૃતિ (યાદશક્તિ) ઉપર જ રાખવામાં આવતો હતો. જ્યારે આપ ﷺ ઉપર વહી નાઝિલ થતી હતી ત્યારે તેને યાદ રાખવા માટે આપ ﷺ વહી નાઝિલ થવાના સમયે જ જલદી જલદી શબ્દોનું પુનરાવર્તન કરવા લાગતા, જેથી તે આપ ﷺને યાદ રહી જાય ! પરંતુ "સૂરએ કિયામહ"ની આયતમાં અલ્લાહ તરફથી આપ ﷺને સૂચના આપવામાં આવી કે ગોખવાની જરૂર નથી, અલ્લાહ તઆલા આપ ﷺની સ્મરણ શક્તિ (યાદ રાખવાની શક્તિ)ને વધારી દેશે અને માત્ર એક વખતે વહી નાઝિલ થયા પછી આપ ﷺ તેને ભૂલી નહીં શકો. જેમકે થયું પણ એમ જ કે, એક બાજુ આપ ﷺ ઉપર કુર્આનની આયતો નાઝિલ થતી અને બીજી બાજુ આપ ﷺની સ્મૃતિમાં તે સંગ્રહિત (યાદ) થઈ જતી. આ રીતે સરકારે દો આલમ ﷺનું હૃદય મુબારક કુર્આને કરીમનું સૌથી વધુ સુરક્ષિત સ્થળ હતું, જેમાં કોઈ ક્ષુલ્લક કે તદન નજીવી ભૂલ થવાની, ફેરફાર થવાની અથવા વધતું-ઓછું થવાની કોઈ શક્યતા જ ન હતી. તદુપરાંત આપ ﷺ વિશેષ કાળજી એ લેતા હતા કે, દર વર્ષે રમઝાન મહિનામાં હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)ને કુર્આન શરીફ સંભળાવ્યા કરતા હતા અને જે વર્ષે આપ ﷺની વફાત થઈ તે વર્ષે આપ ﷺએ બે વખતે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) સાથે કુઆનનો દૌર (પુનરાર્તન) કર્યો હતો.

*(સહીહ બુખારી-મ-અ- ફત્હુલ બારી, પેજ : ૩૬, જિલ્દ : ૯)*

પછી આપ ﷺ સહાબએ કિરામ (રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ

અજમઈન)ને કુર્આન શરીફના અર્થોનું ફક્ત શિક્ષણ જ આપતા ન હતા બલકે, તેમને કુર્આન શરીફના શબ્દો પણ યાદ કરાવતા હતા અને સહાબએ કિરામ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ) પોતે પણ તેને શીખતા હતા તથા તેમને યાદ રાખવાનો એટલો બધો શોખ હતો કે, દરેક વ્યક્તિ આ બાબતમાં એકબીજાની હરિફાઈમાં આગળ વધી જવાની કોશિષ કર્યા કરતા હતા. અમુક સ્ત્રીઓએ પણ પોતાના ધણીઓ પાસેથી "મહર" (લગ્ન માટે સ્ત્રીને આપવી પડતી પરસ્પર સમજણથી શરઈ ધારાધોરણ મુજબની અમુક નક્કી રકમ)ની માંગણી કુર્આન શરીફના શિક્ષણ સ્વરૂપે એ રીતે કરી કે, તેમના ધણીઓ તેમને કુર્આન શીખવાડશે. સેંકડો સહાબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમ)એ પોતાને પ્રત્યેક દુનિયવી ઘટમાળથી સ્વતંત્ર (આઝાદ) કરીને પોતાને આ કામ માટે વક્ફ (અમાનત) કરી દીધા હતા. તેઓ કુર્આન શરીફને ન ફક્ત યાદ (કંઠસ્થ) કરતા હતા બલકે, રાત્રીના સમયે નમાઝમાં તેને પુનરાર્તિત કર્યા કરતા હતા. હઝરત ઉબાદા બિન સામિત (રદિયલ્લાહુ તઆલા અન્હુ) કહે છે કે, "જ્યારે કોઈ માણસ હિજરત કરીને મક્કા મુકર્રમહથી મદીના તય્યિબહમાં આવતો તો આપ ﷺ તેને અમારા અન્સાર (મદીનાના નિવાસીઓ, જેમણે મક્કાથી આવનાર હિજરતીઓની દરેક પ્રકારે મદદ કરી હતી) લોકોમાંથી અમુકના હવાલે કરી આપતા, જેથી તેઓ એને કુર્આન શીખવાડે અને મસ્જિદે નબવીમાં કુર્આન શીખવા- શીખવાડનારાઓના અવાજોનો એટલો શોર (ઘોંઘાટ) રહેતો હતો કે, રસૂલુલ્લાહ ﷺને તાકીદ કરવી પડી કે તમારા અવાજને ધીમો રાખો, જેથી કરીને કોઈ ભૂલ ન થઈ જાય."

*(મનાહિલુલ્ ઈરફાન : ૧/૪૩૪)*

થોડા જ સમયમાં સહાબએ કિરામ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ)નો એક એવો સમૂહ (ગ્રૂપ-જમાઅત) તૈયાર થઈ ગયો કે, જેમને કુર્આન શરીફ કંઠસ્થ (યાદ) થઈ ગયું હતું. આ જમાઅતમાં "ખુલફાએ રાશીદીન" (આપ ﷺ પછી પ્રથમ ચાર ખલીફાઓ ૧. હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ., ૨. હઝરત ઉમર રદિ., ૩. હઝરત ઉસ્માન રદિ. અને ૪. હઝરત અલી રદિ.) ઉપરાંત હઝરત તલહા, હઝરત સઅ્દ, હઝરત ઈબ્ને મસ્ઊદ, હઝરત હુઝયફા બિન યમાન, હઝરત સાલીમ, મૌલા અબીહુઝયફા, હઝરત અબૂ હુરયરા, હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર, હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ, હઝરત અમ્ર બિન આસ, હઝરત

અબ્દુલ્લાહ બિન અમ્ર, હઝરત મુઆવિયહ, હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર, હઝરત અબ્દુલ્લાહ બિન સાઈબ, હઝરત આયશા સિદ્દીકા, હઝરત હફસા, હઝરત ઉમ્મે સલમા (રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈન) વગેરે વર્ણનપાત્ર નામો છે. (વિસ્તારપૂર્વક જાણકારી માટે મારી કિતાબ "ઉલૂમુલ કુર્આન" વાંચો.)

મતલબ કે, ઈસ્લામના શરૂઆતના સમયમાં વધારે ભાર કુર્આનના કંઠસ્થ (મોઢે યાદ રાખવા) પર મૂકવામાં આવ્યો હતો અને તે વખતની પરિસ્થિતિમાં આ પદ્ધતિ સૌથી વધુ સુરક્ષિત અને ભરોસાપાત્ર હતી. એટલા માટે કે, તે સમયે લખવા-વાંચનારાઓની સંખ્યા ઘણી ઓછી હતી. પુસ્તકો પ્રકાશિત કરવા માટે કોઈ પ્રેસ (છાપખાના) વગેરે માધ્યમો ન હતા. એટલા માટે જો ફક્ત લેખિત સ્વરૂપ ઉપર આધાર રાખવામાં આવ્યો હોત તો કુર્આને કરીમનો મોટા પાયે પ્રચાર-પ્રસાર અને પ્રકાશન ન થઈ શક્યું હોત ! અને તેને ભરોસાપાત્ર સુરક્ષા પદ્ધતિ ન કહી શકાઈ હોત, તેના બદલે અલ્લાહ તબારક વ તઆલાએ અરબના લોકોની સ્મરણ શકિત (યાદશકિત)ને અત્યંત મજબૂત બનાવી હતી. એક વ્યક્તિ હજારો કાવ્યો કંઠસ્થ (મોઢે) રાખી શકતો હતો અને નાના-નાના ગામડાંઓમાં પોતાની અને પોતાના કુટુંબીજનોની જ નહીં, બલકે તેમના ઘોડાઓની વંશાવલી પણ તેમને યાદ હતી. એટલા માટે કુર્આને કરીમની સુરક્ષા માટે આ મજબૂત સ્મરણ શક્તિથી કામ લેવામાં આવ્યું, આ રીતે કુર્આને કરીમની આયતો અને સૂરતો અરબસ્તાનના ખૂણે-ખૂણે પહોંચી ગઈ.

## "વહી"નું લેખિત સ્વરૂપે અસ્તિત્વમાં આવવું :

કુર્આને કરીમને કંઠસ્થ (મોઢે) કરાવવાની સાથે-સાથે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺએ તેને લેખિત સ્વરૂપમાં સુરક્ષિત રાખવાનો પણ ખાસ બંદોબસ્ત કર્યો. હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) કહે છે કે, "મેં આપ ﷺ માટે "વહી" લખવાનું કામ કર્યું હતું. જ્યારે આપ ﷺ ઉપર "વહી" નાઝિલ થતી હતી તો આપ ﷺને સખત ગરમી લાગતી હતી અને આપ ﷺના મુબારક બદન ઉપર પરસેવાના ટીપાં મોતીઓની જેમ ચમકવા લાગતા હતા, પછી જ્યારે આપ ﷺની આ કૈફિયત પૂર્ણ થઈ જતી તો હું જાનવરના થાપાનો હાડકાંનો ટૂકડો લઈને આપ ﷺની સેવામાં રજૂ કરતો, આપ ﷺ લખાવતા રહેતા અને હું

લખતો જતો. અહીંયાં સુધી કે, જ્યારે હું લખીને પરવારી જતો તો કુર્આનને નકલ કરવાનો ભાર મને એ રીતે મહસૂસ થતો હતો કે, જાણે મારા પગ ભાંગી જશે, અને હું ક્યારેય ચાલી નહીં શકું. અલબત્ત, જ્યારે હું પરવારી જતો તો આપ ﷺ ફરમાવતા કે, "પઢો !" હું પઢીને સંભળાવતો, જો એમાં કોઈ ભૂલ થતી તો આપ ﷺ એને સુધારી દેતા અને પછી એને લોકોની સામે (જાહેરમાં) લઈ આવતા."

*(મજમઉ ઝ્ઝવાઈદ : ૧/૧૫૬, બહવાલા તબરાની)*

હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) સિવાય બીજા ઘણા સહાબીઓ "વહી" લખવાની ફરજ બજાવતા હતા. જેમાં ખુલફાએ રાશીદીન (રદિ.), હઝરત ઉબય્ બિન કઅ્બ (રદિ.), હઝરત ઝુબૈર બિન અવામ (રદિ.), હઝરત મુઆવિયહ (રદિ.), હઝરત મુગયરા બિન શોઅ્બા (રદિ.), હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.), હઝરત સાબિત બિન કયૂસ (રદિ.), હઝરત અબ્બાન બિન સઈદ (રદિ.) વગેરે ખાસ વર્ણનપાત્ર નામો છે. (વિસ્તાર પૂર્વકની માહિતી માટે જુઓ "ફત્હુલ્ બારી" : ૯/૧૮ અને ઝાદુલ્ મઆદ : ૧/૩૦)

હઝરત ઉસ્માન (રદિ.) ફરમાવે છે કે, "હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺનો નિત્યક્રમ હતો કે જ્યારે કુર્આન શરીફનો કોઈ વિભાગ નાઝિલ થતો તો આપ ﷺ વહીના લહિયાઓ (કાતિબ)ને સૂચના આપતા હતા કે, તેઓ ફલાણી સૂરતમાં ફલાણી–ફલાણી આયત પછી આ આયતને લખી નાંખે."

*(ફત્હુલ બારી : ૯/૧૮)*

આ સમયકાળમાં અરબસ્તાનમાં કાગળ પ્રાપ્ય ન હતો, એટલા માટે કુર્આનની આયતો પથ્થરની શીલાઓ, ચામડાંની સીટો, ખજૂરોના પાંદડાંઓ, વાંસના ટૂકડાઓ, ઝાડના પાંદડાંઓ અને જાનવરોના હાડકાંઓ ઉપર લખવામાં આવતી હતી. જો કે ક્યારેક ક્યારેક તે યુગમાં ઉપસ્થિત કાગળના ટૂકડાઓનો પણ ઉપયોગ થયો છે.

*(ઉપરોક્ત હવાલા પ્રમાણે : ૧/૯)*

આ પ્રમાણે આપ ﷺના જીવનકાળ દરમિયાન કુર્આન શરીફની પ્રતો ખુદ આપ ﷺની દેખરેખ હેઠળ લખવામાં આવી હતી. જો કે આ પ્રતો સંપાદિત (એકત્રિત) થયેલ સ્વરૂપમાં ન હતી, બલકે વિવિધ વસ્તુઓ પર લેખિત સ્વરૂપે

હતી. સાથે-સાથે અમુક સહાબએ કિરામ (રદિ.)એ પણ પોતે યાદ રાખવા માટે કુર્આનની અમુક આયતોને પોતાની પાસે લેખિત સ્વરૂપે સંગ્રહિત કરી હતી અને આ ક્રમ ઈસ્લામના શરૂઆતના સમયકાળથી જ ચાલુ હતો. એટલા માટે જ હઝરત ઉમર (રદિ.)ના ઈસ્લામ લાવતા પહેલાં તેમની બહેન અને બનેવી પાસે કુર્આન શરીફની આયતોની લેખિત સ્વરૂપે પ્રત મૌજૂદ હતી.

*(સીરત ઈબ્ને હિસામ)*

## હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના ખિલાફતકાળમાં કુર્આનનું સંપાદન :

હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના જીવનકાળ દરમિયાન કુર્આન શરીફની જેટલી પણ પ્રતો લખવામાં આવી હતી તેની સ્થિતિ એ હતી કે, તે વિવિધ પદાર્થો પર લખાયેલી હતી. કોઈ આયત ચામડાંઓ પર હતી, કોઈ ઝાડના પાંદડા પર, તો કોઈ જાનવરના હાડકાં પર અથવા તો તે સંપૂર્ણ પ્રત ન હતી. કોઈ સહાબી (રદિ.)પાસે એક સૂરત હતી, તો કોઈની પાસે પાંચ-દશ સૂરતો અને કોઈની પાસે ફક્ત અમુક આયતો હતી અને અમુક સહાબાઓ (રદિ.)ની પાસે આયતોની સાથે વિવરણ (તફસીર)ના વાક્યો પણ લખેલા હતા.

આ પરિસ્થિતિના કારણે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ પોતાના ખિલાફતના સમયકાળમાં એ બાબત જરૂરી સમજી કે, આ અલગ અલગ સ્થળે વહેંચાયેલા વિભાગોને એકત્રિત કરી સુરક્ષિત કરી લેવા જોઈએ. તેમણે આ કાર્યને જે પરિસ્થિતિઓ હેઠળ અને જે પદ્ધતિથી પૂર્ણ કર્યું તેની વિગત હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) વર્ણવે છે કે, "જંગે યમામહ (યમામહના યુદ્ધ) પછી તરત જ હઝરત અબૂબક્ર (રદિ.)એ એક દિવસે મને સંદેશો મોકલીને બોલાવ્યો, હું તેમની પાસે પહોંચ્યો તો ત્યાં હઝરત ઉમર (રદિ.) પણ હાજર હતા. હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું કે "હઝરત ઉમરે (રદિ.) પણ આવીને મને કહ્યું છે કે, જંગે યમામહમાં કુર્આન શરીફના હાફિઝોનો એક મોટો સમૂહ (ગ્રૃપ) શહીદ થઈ ગયો અને જો આ રીતે જુદી-જુદી જગ્યાએ કુર્આન શરીફના હાફિઝો આ જ રીતે શહીદ થતા રહેશે તો મને ભય લાગે છે કે, કુર્આને શરીફનો એક મોટો હિસ્સો (ભાગ) અપ્રાપ્ય થઈ જશે. એટલા માટે મારી સલાહ એવી છે કે, તમે પોતાના આદેશથી કુર્આન કરીમને એકત્રિત (સંપાદિત) કરવાનું કામ શરૂ કરી આપો." મેં હઝરત

ઉમર (રદિ.)ને કહ્યું કે, "જે કામ અલ્લાહના નબી ﷺએ નથી કર્યું તેને હું કેવી રીતે કરું ?"

હઝરત ઉમર (રદિ.)એ જવાબ આપ્યો કે, "અલ્લાહની કસમ ! આ કામ શ્રેષ્ઠથી અતિશ્રેષ્ઠ છે." "ત્યારબાદ હઝરત ઉમર (રદિ.) મને વારંવાર આવું જ કહેતા રહ્યા, અહીંયાં સુધી કે મને એવી પ્રતિતી થઈ ગઈ કે હવે મારો અભિપ્રાય પણ તે જ છે કે, જે હઝરત ઉમર (રદિ.)નો છે." એ પછી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ મને કહ્યું કે, "તમે તો નવયુવાન અને સમજદાર માણસ છો, અમને તમારા વિશે કોઈ બદગુમાની (પૂર્વગ્રહ) નથી. તમે રસૂલુલ્લાહ ﷺની સામે "વહી"ને લખવાનું કામ પણ કર્યું છે. એટલા માટે તમે કુર્આન શરીફની આયતો શોધીને એકત્રિત (સંપાદિત) કરો."

હઝરત ઝૈદ બિન સાબિત રદિ. ફરમાવે છે કે, "અલ્લાહની કસમ! જો આ લોકોએ મને કોઈ પહાડ હટાવવાનો આદેશ આપ્યો હોત તો પણ મારા પર એટલું વજન ન પડ્યું હોત, જેટલું વજન કુર્આનને એકત્રિત કરવામાં મને પડ્યું. મેં એમને કહ્યું કે, તમે તે કામ કેવી રીતે કરી રહ્યા છો જેને રસૂલુલ્લાહ ﷺએ નથી કર્યું ? હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું કે, "અલ્લાહની કસમ ! આ કામ શ્રેષ્ઠમાં અતિશ્રેષ્ઠ છે." એ પછી હઝરત અબૂબક્ર (રદિ.)..... મને વારંવાર આવું જ કહેતા રહ્યા, અહીંયાં સુધી કે અલ્લાહ તઆલાએ મારું હૃદય પણ એમના મત પ્રમાણે ખોલી આપ્યું કે, જે અભિપ્રાય (ધારણા) હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)નો હતો. એટલા માટે મેં કુર્આનની આયતોને શોધવાની શરૂઆત કરી અને ખજૂરના પાંદડાંઓ, પથ્થરની પાટો અને લોકોના હૃદયોમાંથી કુર્આન શરીફને એકત્રિત (સંપાદિત) કર્યું."

*(સહીહ બુખારી, કિતાબુ ફઝાઈલિલ કુર્આન)*

આ પ્રસંગે કુર્આન એકત્રિત કરવાના સંદર્ભમાં હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.)ની કાર્ય કરવાની પદ્ધતિ સારી રીતે સમજી લેવી જોઈએ, જેમકે અગાઉ વર્ણન થઈ ચૂકયું છે કે તેઓ ખુદ હાફિજે કુર્આન હતા, એટલા માટે તેઓ પોતાની સ્મરણ શકિતથી પણ સંપૂર્ણ કુર્આન લખી શકતા હતા, તેમના સિવાય પણ સેંકડો કુર્આનના હાફિજો હયાત હતા, તેમનું એક ગ્રૂપ બનાવીને પણ તેઓ કુર્આન શરીફ લખી શકયા હોત !

તદુપરાંત કુર્આન શરીફની જે પ્રત હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના જીવનકાળ દરમિયાન લખાઈ ચૂકી હતી, હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) એ પ્રમાણે પણ કુર્આનને નકલ કરી શક્યા હોત, પરંતુ તેમણે ખૂબ કાળજીથી કામ લેવા ખાતર ફક્ત એક પદ્ધતિ પર આધાર ન રાખતાં તમામ આધારભૂત સ્ત્રોતોનો એકી સમયે એકસામટો ઉપયોગ કરીને પોતાની પ્રતોમાં ત્યાં સુધી કોઈ આયતનો ઉલ્લેખ ન કર્યો, જ્યાં સુધી કે તેની સત્યતાના અસંખ્ય લેખિત અને મૌખિક પુરાવાઓ મેળવી ન લીધા. તદુપરાંત હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺએ કુર્આન શરીફની જે આયતો પોતાની દેખરેખ હેઠળ લખાવી હતી તે આયતો અનેક સહાબા (રદિ.) પાસે સુરક્ષિત હતી. હઝરત ઝૈદ (રદિ.)એ તેને એક સ્થળે એકત્રિત કરી, જેથી નવી (કુર્આનની) પ્રત એના આધારે નકલ કરી શકાય. એટલા માટે એવી જાહેરાત કરવામાં આવી કે, જે કોઈપણ માણસ પાસે કુર્આન શરીફની જેટલી પણ આયતો લેખિત સ્વરૂપમાં મૌજૂદ હોય તે હઝરત ઝૈદ (રદિ.) પાસે લઈ આવે અને જ્યારે કોઈ માણસ એમની પાસે કુર્આન શરીફની કોઈ લખેલી આયત લઈને આવતો હતો તો તેઓ નીચે પ્રમાણેના ચાર માપદંડો અપનાવી તેની પ્રમાણતા (સત્યતા) પુરવાર કરતા હતા.

(૧) સૌ પ્રથમ પોતાની સ્મરણશક્તિ પ્રમાણે તેને ચકાસતા.

(૨) પછી હઝરત ઉમર (રદિ.) પણ હાફિજે કુર્આન હતા અને રિવાયતોથી સાબિત છે કે, હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)એ એમને પણ આ કામમાં હઝરત ઝૈદ (રદિ.) સાથે લગાવી દીધા હતા. જ્યારે પણ કોઈ માણસ આયત લઈને આવતો હતો તો હઝરત ઝૈદ (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) બન્ને સંયુક્ત રીતે તેને સ્વીકારતા હતા.

*(ફત્હુલ બારી : ૯/૧૧, બહવાલા ઈબ્ને અબી દાઉદ)*

(૩) કોઈ લખેલી આયત ત્યાં સુધી સ્વીકારવામાં આવતી ન હતી જ્યાં સુધી બે ભરોસાપાત્ર સાક્ષીઓએ એ વાતની ગવાહી ન આપી દીધી હોય કે, આ આયત હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની સામે લખવામાં આવી હતી.

*(ઈત્કાન : ૧/૬૦)*

(૪) ત્યારબાદ તે લખેલી આયતોને વિવિધ સહાબા (રદિ.)એ તૈયાર કરી રાખેલ સંગ્રહ સાથે મેળવીને ચકાસણી કરવામાં આવતી હતી.

*(અલ બુરહાન ફી ઉલૂમુલ કુર્આન લિલઝરકશી રહ. : ૧/૨૩૮)*

હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયકાળમાં કુર્આન એકત્રિત કરવાની આ પદ્ધતિ ધ્યાને લઈએ તો હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.)ના તે ફરમાનનો અર્થ સારી રીતે સમજી શકાય છે કે, "સૂરએ બરાઅતની છેલ્લી આયતો لَقَدْ جَآءَكُمْ رَسُوْلٌ مِّنْ اَنْفُسِكُمْ..... મને ફક્ત હઝરત અબૂ ખુઝયમહ (રદિ.) પાસેથી મળી. તેમના સિવાય કોઈ બીજા પાસેથી ન મળી." તેનો અર્થ કદાપિ એ નથી કે, આ આયતો હઝરત અબૂ ખુઝયમહ (રદિ.) સિવાય અન્ય કોઈને યાદ ન હતી અથવા કોઈ બીજા પાસે લેખિત સ્વરૂપમાં ઉપલબ્ધ ન હતી અને તેમના (હઝરત અબૂ ખુઝયમહ રદિ.) સિવાય આ આયતો કુર્આનનો એક ભાગ હોવાની કોઈને ખબર ન હતી. બલકે, વાસ્તવિકતા એ હતી કે જે લોકો આપ ﷺની લખાવેલી વિવિધ આયતો લઈને આવી રહ્યા હતા, તેમનામાંથી આ આયતો હઝરત અબૂ ખુઝયમહ (રદિ.) સિવાય કોઈ અન્ય પાસે ન મળી. જ્યાં સુધી આ આયતો કુર્આનનો ભાગ હોવાની વાત છે, એ બાબત અનેક પ્રમાણભૂત આધારો દ્વારા બધાને ખબર હતી કે તે કુર્આનનો જ ભાગ છે, કારણ કે સેંકડો સહાબા (રદિ.)ને આ આયતો યાદ હતી અને જે લોકો પાસે કુર્આનની આયતોનો સંપૂર્ણ સંગ્રહ મૌજૂદ હતો તેમની પાસે લેખિત સ્વરૂપમાં પણ હતી, પરંતુ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની દેખરેખમાં અલગ રીતે લખાયેલી ફક્ત હઝરત અબૂ ખુઝયમહ (રદિ.) પાસેથી મળી. કોઈ અન્ય પાસેથી ન મળી.

*(અલ બુરહાન : ૧/૨૩૪-૨૩૫)*

તાત્પર્ય એ છે કે, હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.)એ એટલી ભારે કાળજીથી કુર્આન શરીફને એકત્રિત કર્યું કે, એ સંપાદિત કરેલ પ્રતને એમણે જે રીતે હાલના જમાનામાં કાગળના સિપારાઓના સ્વરૂપમાં કુર્આન હોય છે તેના નમૂના પ્રમાણેના સ્વરૂપમાં લખી લીધું. (ઈત્કાન : ૧/૬૦) પરંતુ દરેક સૂરત ભિન્ન ભિન્ન સિપારાઓમાં લખવામાં આવી હતી એટલા માટે આ પ્રત અનેક સિપારાઓ પર આધારિત હતી. આ પ્રતને ચલણમાં "ઉમ્મ" કહેવામાં આવે છે અને એની વિશેષતા નીચે પ્રમાણે હતી.

(૧) આ હસ્તપ્રતમાં કુર્આનની આયતો તો આપ ﷺના નક્કી કરેલા ક્રમાનુસાર જ સંપાદિત કરવામાં આવી હતી, પરંતુ સૂરતોનું સંપાદન ક્રમાનુસાર ન થયું.

બલકે, દરેક સૂરત અલગ અલગ સિપારાઓ સ્વરૂપે લખવામાં આવી હતી.

*(ઈત્કાન, હવાલો ઉપરોક્ત પ્રમાણે)*

(૨) આ હસ્તપ્રતમાં કુર્આનના ઉચ્ચારની સાત પદ્ધતિઓ (જેનું વિગતવાર વર્ણન અગાઉ આવી ચૂક્યું છે)ને એકત્રિત કરી હતી.

*(મનાહિલુલ ઈરફાન : ૧/૨૪૬ અને તારીખુલ કુર્આન લિલ કુરદી રહ. પેજ : ૨૮)*

(૩) આ હસ્તપ્રતમાં તે બધી જ આયતો ભેગી કરવામાં આવી હતી જેની તિલાવત રદ થઈ ન હતી.

(૪) આ હસ્તપ્રત લખવાનો હેતુ એ હતો કે, એક સંપાદિત થયેલ હસ્તપ્રત સમગ્ર ઉમ્મતની સામૂહિક ગવાહી દ્વારા તૈયાર થઈ જાય, જેથી જ્યારે પણ કોઈ જરૂર ઊભી થાય ત્યારે તેનો જ આધાર લઈ શકાય.

હઝરત અબૂબક્ર (રદિ.)એ લખાવેલ આ હસ્તપ્રતો (સિપારાઓ) તેમની હયાતીમાં તેમની પાસે જ રહી. પછી હઝરત ઉમર (રદિ.) પાસે રહી. હઝરત ઉસ્માન (રદિ.)ની શહાદત પછી આ સિપારાઓ "ઉમ્મુલ મુઅ્મિનીન" (આપ ﷺની પવિત્ર પત્નીઓ સમગ્ર ઉમ્મતની માતાઓ કહેવાય છે) હઝરત હફસા (રદિ.)ની પાસે મોકલી આપવામાં આવ્યા. પછી જ્યારે હઝરત હફસા (રદિ.)ની વફાત થઈ ત્યારે મરવાન બિન હકમે તે સિપારાઓ એવું વિચારી સળગાવી દીધા કે, હઝરત ઉસ્માન (રદિ.)ની હસ્તપ્રતો તૈયાર થઈ ચૂકી છે અને સમગ્ર ઉમ્મતનો "ઈજમાઅ્" (સમગ્ર મુસ્લિમ જગત જે વાત પર સર્વાનુમતે સહમતિ ધરાવે તેને ઈજમાઅ્ કહે છે) થઈ ગયો છે કે, લખાણની પદ્ધતિ અને સૂરતોના ક્રમની બાબતમાં હવે હઝરત ઉસ્માન (રદિ.)ની તૈયાર કરાવેલ હસ્તપ્રતોને અનુસરવું જરૂરી છે. મરવાન બિન હકમે વિચાર્યું કે, હવે કોઈ એવી હસ્તપ્રત બાકી ન રહેવી જોઈએ કે, જેની લખાણની પદ્ધતિ અને ક્રમ હઝરત ઉસ્માન (રદિ.)ના તૈયાર કરવામાં આવેલા નૂસ્ખાઓથી અલગ પ્રકારની હોય.

*(ફત્હુલ બારી : ૯/૧૬)*

## હઝરત ઉસ્માન (રદિ.)ના સમયકાળમાં કુર્આન શરીફનું એકત્રિકરણ :

હઝરત ઉસ્માન (રદિ.) ખલીફા બન્યા ત્યારે ઈસ્લામ અરબની સીમાઓ

પાર કરીને રોમન અને ઈરાની સામ્રાજ્યના દૂરસુદૂરના પ્રદેશો સુધી પહોંચી ચૂક્યો હતો. જ્યારે પણ કોઈ નવા વિસ્તારના નાગરિકો ઈસ્લામ અંગીકાર કરતા તો તેઓ મુસલમાન મુજાહિદો (પવિત્ર યોદ્ધાઓ) અથવા વેપારીઓ પાસેથી કુર્આન શરીફ શીખતા. આ જ લોકોના પ્રતાપે તેમને ઈસ્લામની નેઅ્મત (ભેટ) પ્રાપ્ત થઈ હતી. જેમકે અગાઉ ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે, કુર્આન શરીફ સાત ઉચ્ચારોની પદ્ધતિ ઉપર નાઝિલ થયું હતું અને વિવિધ સહાબએ કિરામ (રદિ.)એ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ પાસેથી વિવિધ કિરાઅત પ્રમાણે શીખ્યું હતું, જે પ્રમાણે ખુદ આપ ﷺએ કુર્આન પઢ્યું હતું. એવી જ રીતે કિરાઅતોની આ વિવિધતા દૂરસુદૂરના પ્રદેશો સુધી પહોંચી ગઈ. જ્યાં સુધી લોકો એ વાસ્તવિકતાથી વાકિફ હતા કે, કુર્આને કરીમ સાત ઉચ્ચારની પદ્ધતિઓ પર નાઝિલ થયું છે ત્યાં સુધી આ "વિવિધતા"થી કોઈ ક્ષતિ ઉત્પન્ન ન થઈ. પરંતુ જ્યારે આ વિવિધતા દૂરસુદૂરના પ્રદેશોમાં પહોંચી અને આ બાબત તેમના દરમિયાન સંપૂર્ણ રીતે પ્રચલિત ન થઈ શકી કે, કુર્આન શરીફ સાત ઉચ્ચારોની પદ્ધતિથી ઊતર્યું છે તો એ લોકોમાં ઝઘડાઓ થવા લાગ્યા. અમુક લોકો પોતાની કિરાઅતને સાચી અને બીજાઓની કિરાઅતને ગલત કહેવા લાગ્યા. આ ઝઘડાઓથી એવો ભય હતો કે, લોકોએ કુર્આન શરીફની સર્વમાન્ય કિરાઅતોને ગલત કહેવાની ભયંકર ભૂલ કરી હોત ! બીજું, હઝરત ઝૈદ (રદિ.)ની મદીના મુનવ્વરહમાં લખેલી કુર્આનની હસ્તપ્રત મૌજૂદ હતી, તેના સિવાય સમગ્ર ઈસ્લામી જગતમાં બીજી કોઈ તેના જેવી પ્રમાણભૂત હસ્તપ્રત મૌજૂદ ન હતી, જે આખી ઉમ્મત માટે યોગ્ય ગણી શકાય. કારણ કે, બીજી હસ્તપ્રતો વ્યક્તિગત રીતે લખાઈ હતી અને તેમાં સાત કિરાઅતોને જમા કરવાની કોઈ ખાસ કાળજી લેવામાં આવી ન હતી, તેથી આ ઝઘડાઓના નિરાકરણ માટે યોગ્ય ઉકેલ એ જ હતો કે એવા નુસખાઓ સમગ્ર ઈસ્લામી જગતમાં પહોંચાડી આપવામાં આવે, જેમાં આ સાત કિરાઅતો એકત્રિત કરવામાં આવી હોય અને તેમાં જોઈને, અભ્યાસ કરીને એ ફેંસલો કરી શકાય કે, કઈ કિરાઅત સાચી છે અને કઈ કિરાઅત ખોટી છે. હઝરત ઉસ્માન (રદિ.)એ પોતાના ખિલાફતકાળમાં આ મહાનતમ્ કાર્ય સંપન્ન કર્યું.

આ કાર્યનું વિસ્તારપૂર્વકનું વર્ણન હદીષની રિવાયતોથી જાણી શકાય છે,

હઝરત હુઝયફા બિન યમાન (રદિ.) આર્મેનિયા અને આઝરબીજાનના મોરચા પર જિહાદમાં પ્રવૃત્ત હતા, ત્યાં એમણે જોયું કે લોકોમાં કુર્આને કરીમની કિરાઅતોની બાબતમાં વાદ-વિવાદ થઈ રહ્યો છે, એટલા માટે મદીના તય્યિબહ પાછા આવતાની સાથે જ તેઓ સીધા હઝરત ઉસ્માન (રદિ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું કે, "અમીરુલ મુઅમિનીન ! તે પહેલાં કે મુસ્લિમ ઉમ્મત અલ્લાહની કિતાબ (કુર્આન) વિશે યહૂદો નસારાની જેમ વાદ-વિવાદનો શિકાર થઈ જાય, તમે એનો ઈલાજ કરો." હઝરત ઉસ્માન (રદિ.)એ પૂછયું કે, "વાત શું છે ?" હઝરત હુઝયફા (રદિ.)એ જવાબમાં કહ્યું કે, "હું આર્મેનિયાના મોરચા પર લડાઈમાં શામિલ હતો અને ત્યાં શામ (સીરીયા)ના લોકો હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)ની કિરાઅત પઢે છે, જે ઈરાકના લોકોએ સાંભળી નથી અને ઈરાકના લોકો અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)ની કિરાઅત પઢે છે, જેને શામના લોકોએ સાંભળી નથી. પરિણામે તેઓ એકબીજાને કાફિર કહેવા લાગ્યા છે."

હઝરત ઉસ્માન (રદિ.)ને પણ આ બાબતનો ભય મહેસૂસ થઈ ચૂક્યો હતો. તેમને એવી જાણ થઈ હતી કે, ખુદ મદીના તય્યિબહમાં એવી ઘટનાઓ બની ચૂકી છે કે, કુર્આને શરીફના એક શિક્ષકે (મુઅલ્લિમે) પોતાના વિદ્યાર્થીઓને એક કિરાઅત પ્રમાણે કુર્આન પઢાવ્યું અને બીજા શિક્ષકે બીજી કિરાઅત પ્રમાણે. આવી રીતે અલગ અલગ શિક્ષકોના વિદ્યાર્થીઓ જ્યારે ભેગા મળતા હતા તો તેઓમાં વાદ-વિવાદ થતો હતો, અને કેટલીક વખતે આ વાદ-વિવાદ શિક્ષકો સુધી પહોંચતો હતો તો તેઓ પણ એકબીજાની કિરાઅતોને ગલત કહેતા હતા. જ્યારે હઝરત હુઝયફા બિન યમાન (રદિ.)એ પણ આ ભયસ્થાન તરફ હઝરત ઉસ્માન (રદિ.)નું ધ્યાન દોર્યું તો તેમણે ચોટીના સહાબાઓને ભેગા કરીને મશ્વેરો કર્યો અને ફરમાવ્યું કે, "મને એવી ખબર મળી છે કે કેટલાક લોકો એકબીજાને એવા પ્રકારની વાતો કહે છે કે, મારી કિરાઅત તમારી કિરાઅત કરતાં ઉત્તમ છે અને આ વાત કુફ્રની હદો સુધી પહોંચી શકે છે, માટે તમો લોકોની આ બાબતમાં શું સલાહ છે ?" સહાબા (રદિ.)એ હઝરત ઉસ્માન (રદિ.)ને પૂછયું કે, "તમે શું વિચાર્યું છે ?" હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું કે, "મારી સલાહ છે કે આપણે બધા લોકોને એક જ હસ્તપ્રત (મુસહફ) ઉપર એકત્રિત કરી દઈએ, જેથી કોઈ વાદ-વિવાદ અને વિરોધાભાસ બાકી ન રહે." સહાબા (રદિ.)એ

હઝરત ઉસ્માન (રદિ.)ની સલાહને પસંદ કરી તેને પોતાનો ટેકો જાહેર કર્યો.

હઝરત ઉસ્માન (રદિ.)એ લોકોને ભેગા કરીને એક વક્તવ્ય આપ્યું, અને ફરમાવ્યું કે, "તમે લોકો મદીના તય્યિબહમાં મારી પાસે હોવા છતાં કુર્આને કરીમની આયતોની બાબતમાં એકબીજાને જૂઠાડો છો અને વિરોધ કરો છો, માટે શક્ય છે કે જે લોકો મારાથી દૂર છે તેઓ તો આ બાબતે વધારે વાદ-વિવાદ અને પરસ્પર વિરોધ કરતા હશે. એટલા માટે બધા જ લોકો એકત્રિત થઈને કુર્આન શરીફની એવી પ્રત તૈયાર કરો જેનો સ્વીકાર કરવો બધાના માટે જરૂરી હોય."

આ હેતુ માટે હઝરત ઉસ્માન (રદિ.)એ હઝરત હફસા (રદિ.) પાસે સંદેશો મોકલ્યો કે, "તમારી પાસે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના તૈયાર કરેલા જે સિપારાઓ મૌજૂદ છે તે અમારી પાસે મોકલી આપો. અમે તેને એક ગ્રંથમાં નકલ કરીને આપને પરત કરી આપીશું." હઝરત હફસા (રદિ.)એ તે સિપારાઓ હઝરત ઉસ્માન (રદિ.) પાસે મોકલી આપ્યા. હઝરત ઉસ્માન (રદિ.)એ એક કમિટી બનાવી. આ કમિટીમાં હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.), હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.), હઝરત સઈદ બિન આસ (રદિ.) અને હઝરત અબ્દુર્રહમાન બિન હારિસ બિન હિશામ (રદિ.) સામેલ હતા. આ કમિટીને એ કામ માટે નિયુક્ત કરવામાં આવી હતી કે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના સિપારાઓને નકલ કરીને તેના જેવા કેટલાક ગ્રંથો બનાવે, જેમાં સૂરતો પણ ક્રમ અનુસાર હોય. આ સહાબાઓમાંથી હઝરત ઝૈદ (રદિ.) અન્સારી હતા અને બાકીના ત્રણ કુરૈશી હતા. એટલા માટે હઝરત ઉસ્માન (રદિ.)એ કહ્યું કે, "જ્યારે તમારા અને ઝૈદના દરમિયાન કુર્આનના કોઈ ભાગ બાબતે વિવાદ થાય (એટલે કે એ બાબતનો વિવાદ થાય કે કયો શબ્દ કઈ રીતે લખવો ?) તો તે (શબ્દ)ને કુરૈશની ભાષા અનુસાર લખવો, એટલા માટે કે કુર્આને કરીમ તેમની જ ભાષામાં નાઝિલ થયું હતું."

મૂળભૂત રીતે તો આ કામ ઉપરોક્ત ફક્ત ચાર કમિટી મેમ્બરોને જ સોંપવામાં આવ્યું હતું, પરંતુ બીજા સહાબા (રદિ.)ને પણ એમની મદદ માટે શામિલ કરવામાં આવ્યા. (આ વિષયની સવિસ્તર અને ક્રમબદ્ધ બધી જ રિવાયતો ફત્હુલ બારી જિલ્દ : ૯, સફા ૧૩ થી ૧૫માં નોંધાયેલ છે.) આ લોકોએ કુર્આન લખવાના ક્રમમાં નીચે પ્રમાણે કામ પૂર્ણ કરેલ છે.

(૧) હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયકાળમાં કુર્આનની જે હસ્તપ્રત તૈયાર થઈ હતી, તેમાં સૂરતો ક્રમમાં ન હતી. બલકે, દરેક સૂરત અલગ અલગ (સિપારાઓ સ્વરૂપે) લખેલ હતી. તેમાં ઉપરોક્ત કમિટી મેમ્બરોએ દરેક સૂરતોને ક્રમબદ્ધ રીતે એક જ હસ્તપ્રતમાં સંપાદિત કરી લખી લીધી.

*(મુસ્તદરક : ૨/૨૨૯)*

(૨) કુર્આન શરીફની આયતો એવી રીતે લખી કે, તેના લખાણની પદ્ધતિમાં તમામ પ્રમાણભૂત કિરાઅતો સમાવવામાં આવી. એટલા માટે તેના ઉપર ન તો નુકતા લગાવવામાં આવ્યા અને ન જ સાંકેતિક ચિહ્નો (ઝેર, ઝબર, પેશ વગેરે), જેથી તેને તમામ પ્રમાણભૂત કિરાઅતો અનુસાર પઢી શકાય. દાખલા તરીકે سسرها લખ્યું. જેથી, તેને نَنْشُرُهَا અને نُنْشِزُهَا બંને રીતે પઢી શકાય. કારણ કે, આ બંને કિરાઅતો બરાબર છે.

*(મનાહિલુલ ઈરફાન : ૧/૨૫૩-૨૫૪)*

(૩) અત્યાર સુધી કુર્આન શરીફની સંપૂર્ણ આધારભૂત હસ્તપ્રત જે આખી ઉમ્મતની સામૂહિક પ્રમાણતાના આધારે તૈયાર કરવામાં આવી હતી, તે ફક્ત એક જ હતી. આ કમિટી સભ્યોએ તેમાં ક્રમબદ્ધ રીતે તૈયાર કરેલ ગ્રંથની એકથી વધુ નકલો તૈયાર કરી. સામાન્ય રીતે મશ્હૂર છે કે, હઝરત ઉસ્માન (રદિ.)એ પાંચ નકલો તૈયાર કરાવી હતી, પરંતુ અબૂ હાતિમ સજિસ્તાની (રહ.)નો મત છે કે, કુલ સાત હસ્તપ્રતો તૈયાર કરવામાં આવી હતી. તેમાંથી એક મદીના તય્યિબહમાં સુરક્ષિત રાખવામાં આવી હતી.

*(ફત્હુલ બારી પેજ : ૯/૧૭)*

(૪) ઉપરોક્ત કાર્ય સંપન્ન કરવા માટે આ સભ્યોએ મૂળભૂત રીતે તે જ સિપારાઓને નજર સમક્ષ રાખ્યા, જે અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના સમયકાળમાં લખાયા હતા. પરંતુ તેની સાથે-સાથે વધારાની કાળજી એ લીધી કે, તેમણે પણ તે જ પદ્ધતિ અપનાવી જે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના સમયકાળમાં અપનાવવામાં આવી હતી. એટલા માટે આપ ﷺના જીવનકાળ વખતની જે વિવિધ લેખિત સ્વરૂપે કુર્આનની આયતો સહાબા (રદિ.) પાસે મૌજૂદ હતી, તે બધાને ફરી વખતે હાજર કરવામાં આવી અને તે લખાણોની નવેસરથી ચકાસણી કરી આ પ્રત (નુસખો) તૈયાર

કરવામાં આવી. એક વખતે સૂરએ અહઝાબની એક આયત مِنَ الْمُؤْمِنِيْنَ رِجَالٌ صَدَقُوْا مَا عَاهَدُوا اللّٰهَ عَلَيْهِ અલગથી લખેલી ફક્ત હઝરત ખુઝયમા બિન સાબિત અન્સારી (રદિ.) પાસે મળી. અગાઉ લખાઈ ચૂક્યું છે કે, તેનો અર્થ કદાપિ એ નથી કે આ આયત કોઈ બીજા વ્યક્તિને યાદ ન હતી, કારણ કે હઝરત ઝૈદ (રદિ.) પોતે ફરમાવે છે કે, "ગ્રંથ (કુર્આનની હસ્તપ્રત) લખતી વખતે સૂરએ અહઝાબની તે આયત ન મળી, જેને મેં રસૂલ ﷺને પઢતા સાંભળ્યા હતા." આ બાબતથી સ્પષ્ટ રીતે જાહેર થાય છે કે, હઝરત ઝૈદ (રદિ.) અને બીજા સહાબા (રદિ.)ને આ આયત સારી પેઠે યાદ હતી. એવી જ રીતે તેનો અર્થ એ પણ નથી કે, આ આયત કોઈ બીજી જગ્યાએ લખેલ ન હતી. કારણ કે, હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના સમયકાળમાં જે સિપારાઓ લખવામાં આવ્યા હતા, સ્પષ્ટ છે કે આ આયત તેમાં મૌજૂદ હતી. તદુપરાંત અન્ય સહાબા (રદિ.) પાસે કુર્આને કરીમ વ્યક્તિગત રીતે લખાયેલું હતું તેમાં પણ આ આયત મૌજૂદ હતી, પરંતુ હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયકાળની જેમ જ આ સમયે પણ સહાબા (રદિ.) પાસે લખાયેલા બધા જ વિવિધ લખાણોને એકત્રિત કરવામાં આવ્યા હતા, એ કારણે હઝરત ઝૈદ (રદિ.) વગેરેએ કોઈ આયત આ હસ્તપ્રતમાં ત્યાં સુધી ન લખી જ્યાં સુધી તે એકત્રિત કરવામાં આવેલા લખાણોમાં પણ ન મળી ગઈ. આમ, બીજી આયતો તો અસંખ્ય સહાબા (રદિ.)ની પાસે અલગથી લખેલી પણ મળી, પરંતુ સૂરએ અહઝાબની આ આયત હઝરત ખુઝયમા (રદિ.) સિવાય અન્ય કોઈ પાસે અલગથી લખેલી પ્રાપ્ત ન થઈ હતી.

(૫) કુર્આને કરીમની આવા ભરોસાપાત્ર માપદંડ દ્વારા હસ્તપ્રત તૈયાર કર્યા પછી હઝરત ઉસ્માન (રદિ.)એ તે બધા જ વ્યકિતગત નુસખાઓ (પ્રતો) સળગાવી દીધા જે અનેક સહાબા (રદિ.)ની પાસે મૌજૂદ હતા, જેથી લખાણની પદ્ધતિ, પ્રમાણભૂત કિરાઅતોનું એકત્રીકરણ અને સૂરતોના ક્રમના આધારે આ બધા જ નુસખાઓ (કુર્આનની પ્રતો) એકસમાન થઈ ગયા અને એમાં કોઈ વાદ–વિવાદ બાકી ન રહ્યો.

હઝરત ઉસ્માન (રદિ.)ના આ મહાન કાર્યનો આખી ઉમ્મતે ઘણો મોટો ઉપકાર માન્યો અને બધા જ સહાબા (રદિ.)એ આ કાર્યમાં તેમને ટેકો આપીને પોતાનો સહકાર આપ્યો. ફક્ત હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ

(રદિ.)ને આ બાબતમાં કંઈ મનદુઃખ થયું, જેના વર્ણનની અત્યારે કોઈ જરૂરત નથી. (આ બાબતની વિસ્તારપૂર્વક ચર્ચા મારી કિતાબ "ઉલૂમુલ કુર્આન"માં વાંચવા ભલામણ છે.)

હઝરત અલી (રદિ.) કહે છે, "હઝરત ઉસ્માન (રદિ.)ના વિષયમાં કોઈપણ વાત એમની ભલાઈ સિવાયની ન કહો, કારણ કે અલ્લાહની કસમ તેમણે હસ્તપ્રતો (કુર્આનના નુસખાઓ) બાબતમાં જે કામ કર્યું છે તે આપણા સૌની હાજરીમાં બધાના સલાહ મશ્વેરાથી કર્યું."

*(ફત્હુલ બારી : ૯/૧૫)*

## તિલાવતમાં સરળતા ઉત્પન્ન કરવા માટેના પગલાંઓ :

હઝરત ઉસ્માન (રદિ.)એ ઉપરોક્ત કાર્ય સંપન્ન કર્યા પછી ઉમ્મતનો "ઈજમાઅ્" (સર્વમાન્ય–સહમતિ) પણ થઈ ગયો કે, કુર્આન શરીફ હઝરત ઉસ્માન (રદિ.)ની પદ્ધતિ સિવાય અન્ય કોઈ રીતે લખવું જાઈઝ નથી. એટલા માટે ત્યાર પછીના તમામ ગ્રંથો (કુર્આનની હસ્તપ્રતો) આ જ પદ્ધતિથી લખવામાં આવ્યા તથા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ હઝરત ઉસ્માન (રદિ.)ની તૈયાર કરેલ હસ્તપ્રતની નકલો તૈયાર કરીને કુર્આન શરીફનો મોટાપાયે પ્રચાર–પ્રસાર કર્યો.

પરંતુ અત્યાર સુધી કુર્આન શરીફનો નુસખો (પ્રત) નુકતાઓ અને ઝેર, ઝબર, પેશ (સહાયક ચિહ્નો) રહિત્ હતો. એટલા માટે અહલે અજમ (બિનઆરબો)ને તિલાવતમાં મુશ્કેલી પડવા લાગી. માટે જ્યારે ઈસ્લામ બિનઆરબ દેશોમાં ખૂબ મોટા પ્રમાણમાં ફેલાયો તો આવશ્યકતા જણાવા લાગી કે, કુર્આનની પ્રતોમાં નુકતાઓ અને સહાયક ચિહ્નો લગાવવા જોઈએ, જેથી બધા જ લોકો સરળતાથી કુર્આનની તિલાવત કરી શકે. એ હેતુ માટે વિવિધ પગલાંઓ લેવામાં આવ્યા, જેનો ટૂંકો ઈતિહાસ નીચે મુજબ છે.

### નુકતા (બિંદુ)ઓ :

આરબોમાં શબ્દોની શરૂઆતમાં નુકતા ( ˙ ) લગાવવાનો રિવાજ ન હતો અને પઢનારો એનાથી ટેવાઈ જતો હતો, તેમને નુકતાઓ વગરનું લખાણ પઢવામાં કોઈ મુશ્કેલી પડતી ન હતી અને શબ્દોના ક્રમ તથા તેના સાતત્ય દ્વારા

તેઓ શંકાસ્પદ શબ્દોને પણ સરળતાથી ઓળખી લેતા હતા. ખાસ કરી કુર્આન શરીફની બાબતમાં કોઈ શંકાસ્પદ શબ્દની શક્યતા એટલા માટે ન હતી કે, તેના રક્ષણનો આધાર લખાણ પર નહીં, પરંતુ હાફિઝો (કુર્આનને કંઠસ્થ કરનાર) ઉપર હતો. હઝરત ઉસ્માન (રદિ.)એ કુર્આનની જે પ્રતો ઈસ્લામી જગતના વિવિધ પ્રદેશોમાં પહોંચાડી હતી તેની સાથે કારીઓ (કુર્આન પઢનારાઓ) પણ મોકલ્યા હતા, જેથી તેઓ લોકોને કુર્આન પઢવાનું શીખવાડી શકે.

એ બાબતે અનેક રિવાયતો આવેલી છે કે, કુર્આને કરીમની પ્રત પર સૌથી પ્રથમ નુકતાઓ કોણે મૂક્યા ? અમુક રિવાયતો વર્ણવે છે કે, આ કાર્ય સૌ પ્રથમ હઝરત અબૂલ્ અસ્વદ દુવલી (રહ.)એ સંપન્ન કર્યું. (અલ બુરહાન : ૧/૨૫૦) અમુકનું કહેવું છે કે, તેમણે આ કામ હઝરત અલી (રદિ.)ની તાકીદથી કર્યું. (સુબ્હુલ અઅ્શા : ૩/૧૫૫) અને અમુક લોકોનું કહેવું છે કે, કુફાના ગવર્નર ઝિયાદ બિન અબૂ સુફિયાને તેમની પાસે આ કામ કરાવ્યું. એક રિવાયત એવી પણ છે કે, આ કાર્ય હજ્જાજ બિન યૂસુફે હઝરત હસન બસરી (રહ.), યહ્યા બિન યઅમર્ (રહ.) અને નશ્ર બિન આસિમ લયષી (રહ.) દ્વારા સંપન્ન કરાવ્યું.

*(તફસીરે કુર્તુબી રહ. : ૧/૬૩)*

**સહાયક ચિહ્નો :**

નુકતાઓની જેમ શરૂઆતમાં કુર્આને કરીમમાં સહાયક ચિહ્નો (ઝબર, ઝેર, પેશ વગેરે) પણ ન હતા. આ બાબતે પણ રિવાયતોમાં ઘણા બધા મતભેદો છે કે, સૌ પ્રથમ સહાયક ચિહ્નો કોણે લગાવ્યા ? અમુક લોકોનું કહેવું છે કે, આ કામ બધાથી પહેલાં હઝરત અબૂલ્ અસ્વદ દુવલી (રહ.)એ સંપન્ન કર્યું. અમુક કહે છે કે, આ કામ હજ્જાજ બિન યૂસુફે યહ્યા બિન યઅમર (રહ.) અને નશ્ર બિન આસિમ લયષી (રહ.) પાસે કરાવ્યું.

*(કુર્તુબી : ૧/૬૩)*

આ વિષય ઉપર વર્ણન થયેલી બધી જ રિવાયતોને નજર સમક્ષ રાખવાથી સ્પષ્ટ થાય છે કે, સહાયક ચિહ્નો સૌ પ્રથમ અબૂલ અસ્વદ દુવલી (રહ.)એ મૂક્યાં પરંતુ આ સહાયક ચિહ્નો એવી રીતે ન હતા જેવી રીતે કે પ્રવર્તમાન સમયમાં પ્રચલિત છે. બલકે, ઝબર માટે અક્ષર ઉપર એક નુકતો ( ـُ ), ઝેર માટે

અક્ષરની નીચે એક નુકતો ( . ), અને પેશ માટે અક્ષરની સામે એક નુકતો ( .–) અને ત્રણેના માટે બે નુકતા ( –̈ અથવા .. અથવા –..) નક્કી કરવામાં આવ્યા. પાછળથી ખલીલ બિન અહમદ (રહ.)એ હમ્ઝા (ء) અને તશદીદ ( ّ ) ના ચિહ્નો મૂક્યાં. (સુબ્હુલ અ'અશા : ૩/૧૬૦–૧૬૧) ત્યારબાદ હજ્જાજ બિન યૂસુફે યહ્યા બિન યઅ્મર, નશ્ર બિન આસિમ લયષી (રહ.) અને હસન બસરી (રહ.)થી એકસાથે કુર્આનના નુકતા અને સહાયક ચિહ્નો લગાવવાની વિનંતી કરી. આ પ્રસંગે સહાયક ચિહ્નોને સૂચવવા માટે નુકતાઓના બદલે ઝબર, ઝેર, પેશ ( َ ِ ُ ) વગેરેને જે હાલના સમયમાં જોવા મળે છે તે નક્કી કર્યા, જેથી શબ્દોના પોતાના નુકતાઓના કારણે કોઈ ગેરસમજ ઊભી ન થાય (ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે).

**વિભાગો (મંઝિલો) :**

સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નો એ નિત્યક્રમ હતો કે, એક અઠવાડિયામાં એક કુર્આન શરીફ પૂર્ણ કરી લેતા હતા. આ હેતુપૂર્તિ માટે તેમણે તિલાવતનો દરરોજનો એક ખાસ ભાગ નક્કી કર્યો હતો. જેને "હિજ્બ" અથવા "મંઝિલો" (વિભાગ) કહેવામાં આવે છે. આવી રીતે કુર્આનને કુલ સાત ભાગોમાં (મંઝિલોમાં) વહેંચવામાં આવ્યું છે.

*(અલ બુરહાન : ૧/૨૫૦)*

**ભાગ અથવા સિપારા :**

પ્રવર્તમાન સમયમાં કુર્આન શરીફ ૩૦ ભાગ અથવા સિપારાઓમાં વહેંચાયેલું છે. જેને "૩૦ સિપારા" કહેવામાં આવે છે. આ સિપારાઓની વહેંચણી કુર્આનના અર્થોના આધારે નથી બલકે, મક્તબના બાળકોને પઢાવવા માટે સરળતા ઉત્પન્ન કરવાના હેતુથી ૩૦ સરખા ભાગોમાં કુર્આનને વહેંચવામાં આવ્યું છે. જેથી, અમુક સમયે બિલકુલ અધૂરી વાત ઉપર પણ સિપારો પૂર્ણ થઈ જાય છે. ચોક્કસ રીતે કહેવું મુશ્કેલ છે કે, કુર્આનના આ ૩૦ સિપારા કોણે પાડ્યા હતા ? અમુક લોકોનું માનવું છે કે, હઝરત ઉસ્માન (રદિ.)એ કુર્આનની પ્રતોની નકલ કરાવતી વખતે તેને ૩૦ અલગ અલગ વિભાગોમાં લખાવ્યું હતું. એટલા માટે આ વહેંચણી પણ તેમના જ સમયની છે. પરંતુ શરૂઆતના ઝમાનાની

કિતાબોમાં તેના વિશે કોઈ દલીલ મને મળી ન શકી. જો કે, અલ્લામહ બદરૂદ્દીન જરકશી (રહ.)એ લખ્યું છે કે, "કુર્આનના ૩૦ સિપારા પ્રખ્યાત રીતે ચાલ્યા આવે છે અને મદ્રસાઓમાં કુર્આનની પ્રતોમાં તેનો જ રિવાજ છે." (અલ બુરહાનઃ ૧/૨૫૦ અને મનાહિલુલ ઈરફાન : ૧/૪૦૨). દેખીતી રીતે જ સ્પષ્ટ થાય છે કે, આ વહેંચણી સહાબા (રદિ.)ના યુગમાં પાછળથી શિક્ષણની સરળતા માટે કરવામાં આવી છે (ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે).

**પાંચ અને દશની નિશાની (પ્રતીકો) (ઇખ્માસ અને ઇઅ્શાર) :**

ઈસ્લામના શરૂઆતના યુગની કુર્આનની પ્રતોમાં એક વિશેષ પ્રકારની નિશાનીનો રિવાજ હતો. પ્રત્યેક પાંચ આયતો પછી (હાંસિયા– માર્જીનમાં) એક શબ્દ "ખમ્સ" (પાંચ) અથવા "خ" અને દશ આયતો પછી એક શબ્દ "અશ્ર" (દશ) અથવા "ع" લખવામાં આવતો હતો. પહેલા પ્રકારના પ્રતીકોને "ઈખ્માસ" અને બીજા પ્રકારના પ્રતીકોને "ઈઅ્શાર" કહેવામાં આવે છે. (મનાહિલુલ ઈરફાન : ૧/૪૦૩) શરૂઆતના યુગમાં આ મતભેદ રહ્યો છે કે, અમુક લોકોએ આ નિશાનીઓને જાઈઝ અને અમુક લોકોએ મકરૂહ (નાપસંદ) સમજી છે. ચોક્કસ રીતે કહેવું મુશ્કેલ છે કે, આ નિશાનીઓ સૌથી પહેલાં કોણે લગાવી ? એક અભિપ્રાય એ છે કે, આ કામ હજ્જાજ બિન યૂસુફનું છે અને બીજો અભિપ્રાય એ છે કે, અબ્બાસી ખલીફા મા'મૂન રશીદે તેનો આદેશ આપ્યો હતો. (અલ બુરહાન : ૧/૨૫૧) પરંતુ આ બંને અભિપ્રાય એટલા માટે સાચા નથી લાગતા કે, ખુદ સહાબા (રદિ.)ના યુગમાં "ઈઅ્શાર"ની નિશાનીઓ વાપરવાની સંકલ્પના અને રિવાજ જોવા મળે છે. હઝરત મસરૂક (રહ.) ફરમાવે છે કે, હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) કુર્આનની પ્રતમાં "ઈઅ્શાર"ની નિશાની મુકવાને મકરૂહ સમજતા હતા.

*(મુસન્નફ ઈબ્ને અબી શયબા રહ. : ૩/૪૯૭)*

**રુકૂઅ :**

"ઈખ્માસ" અને "ઈઅ્શાર"ની નિશાનીઓ તો પાછળથી ઉમેરવામાં આવી, પરંતુ બીજી એક નિશાની જે પ્રવર્તમાન સમયમાં પણ પ્રચલિત છે તે "રુકૂઅ"ની નિશાની છે તેની પસંદગી કુર્આન શરીફના વિષયોના આધારે કરવામાં

આવી છે, અર્થાત્, જ્યાં સમાન પ્રકારની એક વાત પૂરી થાય છે ત્યાં "રુકૂઅ"ની નિશાની (હાંસિયા ઉપર ع ની નિશાની) મૂકવામાં આવે છે. મારા ખૂબ સંશોધન પછી પણ મને આ બાબતમાં કોઈ પ્રમાણભૂત આધારો દ્વારા જાણવા ન મળ્યું કે, "રુકૂઅ"ની શરૂઆત કોણે અને ક્યા સમયમાં કરી હતી ? જો કે, એ બાબત લગભગ નક્કી છે કે, આ નિશાનીનો હેતુ આયતોની સંખ્યા પ્રમાણસર રાખવા માટે છે, જેથી તે આયતો નમાઝની એક રકા'તમાં પઢી શકાય અને તેને "રુકૂઅ" એટલા માટે કહેવામાં આવે છે કે, નમાઝમાં આ સ્થળે પહોંચીને "રુકૂઅ" કરવામાં આવે. આખા કુર્આન શરીફમાં કુલ ૫૪૦ "રુકૂઅ" છે. આમ, જો તરાવીહની દરેક રકા'તમાં એક રુકૂઅ પઢવામાં આવે તો સત્તાવીસમી રાત્રે કુર્આને કરીમ પુરૂં થઈ શકે છે.

*(ફતાવા આલમગીરી ફસ્લુત્તરાવીહ : ૧/૯૪)*

**વિરામ ચિહ્નો :**

તિલાવત અને "તજવીદ" (ઉચ્ચાર વિજ્ઞાન)ની સરળતા માટે એક ફાયદાકારક કામ એ કરવામાં આવ્યું છે કે, વિવિધ કુર્આની વાક્યો પર વિરામ ચિહ્નો મૂકવામાં આવ્યા છે, જેનાથી જાણી શકાય છે કે આ સ્થળે અટકવું કેવું છે ? આ ચિહ્નોને (રૂમૂઝે અવકાફ) "વિરામ ચિહ્નો" કહે છે. તેનો હેતુ એ છે કે, અરબી ભાષા ન જાણતી વ્યક્તિ પણ જ્યારે કુર્આનની તિલાવત કરે તો યોગ્ય સ્થળે અટકી શકે (શ્વાસ લઈ શકે) અને ગલત સ્થળે અટકવાથી અર્થમાં કોઈ તફાવત ઉત્પન્ન ન થાય. વિરામ ચિહ્નોમાંથી મોટા ભાગના ચિહ્નો અલ્લામહ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન તયફૂર સજાવન્દી محمد بن طيفور سجاوندى (રહ.)એ મૂક્યા છે.

*(અન્નશ્રુ ફિલ કિરાઅતિલ અશ્રિ : ૧/૨૨૫)*

**વિરામ ચિહ્નોની વિગત આ પ્રમાણે છે :**

ط :– આ "વક્ફે મુતલક"નું ટૂંકું સ્વરૂપ છે. તેનો અર્થ છે કે, અહીંયાં વાત પૂરી થઈ ગઈ છે અને અહીંયાં અટકવું (શ્વાસ લેવો) બહેતર છે.

ج :– આ "વક્ફે જાઈઝ"નું ટૂંકું સ્વરૂપ છે. તેનો અર્થ એ છે કે, અહીંયાં અટકવું (શ્વાસ લેવો) જાઈઝ છે.

ز :– આ "વકફે મુજવ્વઝ"નું ટૂંકું સ્વરૂપ છે. તેનો અર્થ એ છે કે, અહીંયાં અટકવામાં વાંધો નથી પરંતુ ઉત્તમ એ છે કે, અહીંયાં અટકાવવામાં ન આવે.

ص :– આ "વકફે મુરખ્ખસ"નું ટૂંકું સ્વરૂપ છે. તેનો અર્થ એ છે કે, આ જગ્યાએ વાત તો પૂરી નથી થઈ પરંતુ વાક્ય ખૂબ લાંબું થઈ ગયું છે એટલા માટે શ્વાસ લેવા માટે બીજી જગ્યાએ અટકવા કરતાં અહીંયાં થોભવું જોઈએ.

*(અલ મિનહુલ ફિકરીય્યહ, المنح الفكرية પેજ : ૬૩)*

م :– આ "વકફે લાઝિમ"નું ટૂંકું સ્વરૂપ છે. તેનો અર્થ એ છે કે, અહીંયાં જો થોભવામાં નહિ આવે તો આયતના અર્થમાં ભયંકર ભૂલ થવાની શક્યતા છે, માટે અહીંયાં થોભવું અતિઉત્તમ છે. બલકે, અમુક લોકોએ અહીંયાં થોભવાને વાજિબ (જરૂરી) કહ્યું છે. પરંતુ એનો મતલબ એ નથી કે, ફિકહ (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર)ની દૃષ્ટિએ અહીંયાં ન રોકાવાથી ગુનોહ થશે. હેતુ ફક્ત એ છે કે, બધા જ વિરામ ચિહ્નોમાં આ સ્થળે થોભવું અતિઉત્તમ અને જરૂરી છે.

*(અન્નશ્ર : ૧/૨૩૧)*

لا :– આ "લા તકિફ"નું ટૂંકું સ્વરૂપ છે. એનો અર્થ એ છે કે, "અહીંયાં ન થોભો" પરંતુ તેનો હેતુ એ નથી કે અહીંયાં થોભવું નાજાઈઝ છે. બલકે, એમાં પણ ઘણા સ્થળો એવા છે જ્યાં થોભવામાં કંઈ વાંધો નથી અને અહીંયાં વિરામ લીધા પછી તરત આવતા વાક્યની શરૂઆત કરવી પણ જાઈઝ છે. પરંતુ તેની સાચી રીત એ છે કે, અહીંયાં થોભવામાં આવે તો આગલી આયતમાંથી થોડું ક્રમ પ્રમાણે પુનરાવર્તન કરીને પઢી લેવામાં આવે. થોભ્યા પછીના તરતના શબ્દથી શરૂઆત કરવી ક્યારેક વાક્યના અર્થની દૃષ્ટિએ અજૂગતું લાગે છે.

*(અન્નશ્ર પેજ : ૨૩૩, જિલ્દ : ૧)*

આ વિરામ ચિહ્નોના વિષયમાં ચોક્કસ રીતે સાબિત થયું છે કે, તે અલ્લામહ સજાવન્દી (રહ.)એ મૂક્યાં છે.

અને આ ઉપરોક્ત વિરામચિહ્નો સિવાય પણ કુર્આન શરીફની પ્રતોમાં બીજા કેટલાક વિરામ ચિહ્નો મૌજૂદ છે. દાખલા તરીકે,

مع :– આ "મુઆનકા"નું ટૂંકું સ્વરૂપ છે. આ ચિહ્ન એવી જગ્યાએ લખવામાં આવે છે જ્યાં એક જ આયતની બે તફસીરો (વિવરણ) શક્ય હોય છે. એક તફસીર પ્રમાણે એક જગ્યાએ થોભવાનું સ્થળ (વકફ) હોય છે અને બીજી તફસીર પ્રમાણે બીજી જગ્યાએ થોભવાનું શક્ય હોય છે. એટલા માટે તેમાંથી કોઈપણ એક જગ્યાએ થોભી શકાય છે પરંતુ એક જગ્યાએ થોભ્યા પછી બીજી જગ્યાએ થોભવું બરાબર નથી. દાખલા તરીકે, ذٰلِكَ مَثَلُهُمْ فِي التَّوْرٰةِ ؛ وَمَثَلُهُمْ فِي الْإِنْجِيْلِ ؛ كَزَرْعٍ اَخْرَجَ شَطْئَهٗ....... એમાં જો التَّوْرٰةِ ઉપર થોભવામાં આવે તો الْإِنْجِيْلِ ના ઉપર થોભવું બરાબર નથી અને જો الْإِنْجِيْلِ ઉપર થોભવામાં આવે તો التَّوْرٰةِ ના ઉપર થોભવું બરાબર નથી. હા! જો બંને જગ્યાએ થોભવામાં ન આવે તો તે પણ બરાબર છે. તેનું નામ "મુકાબલા" પણ છે અને એની સૌ પ્રથમ શરૂઆત ઈમામ અબુલ ફઝલ રાઝી (રહ.)એ કરી છે.

*(અન્નશ્ર પેજ : ૨૩૭, જિલ્દ : ૧ – અલ ઈત્કાન પેજ : ૮૮, જિલ્દ : ૧)*

سكته :– આ "સકતહ"ની અલામત છે અને તેનો અર્થ છે કે, આ જગ્યાએ થોભવું જોઈએ પરંતુ શ્વાસ ન તૂટે. આ મોટેભાગે એવી જગ્યાએ લાવવામાં આવે છે જ્યાં મિલાવીને પઢવાથી મોટેભાગે ગેરસમજ થવાની શંકા રહે છે.

وقفه :– આ જગ્યાએ "સકતહ" કરતાં થોડું વધારે થોભવું જોઈએ પરંતુ શ્વાસ અહીંયાં પણ ન તૂટવો જોઈએ.

ق :– આ "કી–લ અલયહિલ વકફ"નું ટૂંકું સ્વરૂપ છે. અહીંયાં અમુક લોકોના મતે થોભવું જોઈએ અને અમુક લોકોના મતે નહીં.

قِفْ :– આ શબ્દ "કિફ" છે. જેનો અર્થ છે કે, "થોભી જાઓ" અને આ એવી જગ્યાએ લાવવામાં આવે છે કે જ્યાં પઢનારને એવું લાગી શકે છે કે, અહીંયાં થોભવું બરાબર નથી.

صلے :– આ "અલ વસ્લુ અવલા"નું ટૂંકું સ્વરૂપ છે, તેનો અર્થ છે કે અહીંયાં "મેળવીને પઢવું બહેતર" છે.

صل :– આ "કદ યુસલ"નું ટૂંકું સ્વરૂપ છે, એટલે કે અહીંયાં અમુક લોકો થોભે છે અને અમુક લોકો મેળવીને પઢવાનું પસંદ કરે છે.

وقف النبی ﷺ :- આ એવી જગ્યાએ લખવામાં આવે છે કે, જ્યાં કોઈ રિવાયત દ્વારા સાબિત થયેલ છે કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ તિલાવત કરતી વખતે આ જગ્યાએ થોભતા હતા.

**કુર્આન શરીફનું પ્રકાશન :**

જ્યાં સુધી છાપખાનાની શોધ થઈ ન હતી, કુર્આન શરીફની બધી જ પ્રતો કલમથી લખવામાં આવતી હતી અને દરેક યુગમાં "કાતિબ" (લહિયાઓ)નો એક સમૂહ હંમેશા ઉપસ્થિત રહ્યો છે, જેમની કુર્આન લખવા સિવાયની અન્ય કોઈ પ્રવૃત્તિ ન હતી. કુર્આન શરીફના શબ્દો અત્યંત સુઘડ અને ઉત્તમ રીતે લખવા માટે મુસલમાનોએ જે મહેનતો કરી છે અને જેવી રીતે આ મહાન કિતાબની સાથે પોતાના દિલની ઊંડાણપૂર્વકની લાગણીઓ અને મહોબ્બતનો પરિચય આપ્યો છે તેનો એક ઘણો જ વિસ્તારપૂર્વકનો રસપ્રદ ઈતિહાસ છે, જેના માટે એક આગવી કિતાબ લખવી પડે એમ છે. અત્રે એ બધી વિગતોનો મોકો નથી.

પછી જ્યારે પ્રિન્ટીંગ પ્રેસની શોધ થઈ ત્યારે સૌ પ્રથમ હેમ્બર્ગમાં સન હિજરી ૧૧૧૩માં કુર્આન શરીફ પ્રકાશિત થયું, જેની એક પ્રત આજદિન સુધી "દારુલ કુતુબુલ મિશ્રિય્યહ"માં મૌજૂદ છે. ત્યારબાદ અસંખ્ય યુરોપીય લોકોએ (મુસ્તશ્રિકીન) કે જેઓ પૂર્વની ભાષાઓના જાણકાર હતા, તેમણે કુર્આનની અસંખ્ય પ્રતો પ્રકાશિત કરી, પરંતુ ઈસ્લામી જગતમાં તે સ્વીકાર્ય ન થઈ શકી. ત્યાર પછી મુસલમાનોમાં સૌ પ્રથમ રશિયાના એક શહેર સેંટ પીટ્સબર્ગમાં મવલાએ ઉસ્માને مولائے عثمان ઈસ્વી સન ૧૭૭૮માં કુર્આને શરીફની એક પ્રત પ્રકાશિત કરાવી. એવી રીતે કઝાન (કોકેસસ)માં પણ એક પ્રત છાપવામાં આવી. ઈસ્વી સન ૧૮૬૮માં ઈરાનના શહેર તહેરાનમાં કુર્આન શરીફને પથ્થર પર છાપવામાં આવ્યું, ત્યારબાદ કુર્આનના પ્રકાશિત નુસખાની પ્રતો દુનિયાભરમાં સામાન્ય થઈ ગઈ. (વિસ્તારપૂર્વકની માહિતી માટે જુઓ તારીખુલ કુર્આનુલ કુરદી, પેજ : ૧૮૬ અને ઉલૂમુલ કુર્આન, ડૉક્ટર સુબ્હી સાલેહ, ઉર્દૂ તરજુમો : ગુલામ અહમદ હરીરી, પેજ : ૧૪૨)

------------------

# ઇલ્મે તફસીર (કુર્આનનું ભાષ્ય-વિવરણ જ્ઞાન)

અત્રે કેટલીક જાણકારી ઇલ્મે તફસીરના વિષયમાં આપ સમક્ષ પ્રસ્તુત છે. અરબી ભાષામાં "તફસીર"નો શાબ્દિક અર્થ "ખોલવું" થાય છે અને સામાન્ય બોલચાલની ભાષામાં તફસીરનું જ્ઞાન એને કહેવામાં આવે છે, જેમાં કુર્આન શરીફના અર્થો વર્ણન કરવામાં આવ્યા હોય અને સાથે સાથે તેના અહકામો અને આદેશોને પણ ખોલી ખોલીને સ્પષ્ટ કરવામાં આવ્યા હોય.

*(અલ બુરહાન)*

કુર્આને શરીફમાં આપ ﷺને સંબોધીને ઇરશાદ છે,

وَاَنْزَلْنَا اِلَيْكَ الذِّكْرَ لِتُبَيِّنَ لِلنَّاسِ مَانُزِّلَ اِلَيْهِمْ ؛

*"અને અમે કુર્આનને આપ (ﷺ) ઉપર ઉતાર્યું, જેથી આપ લોકો સામે તે વાતોને સ્પષ્ટ રીતે વર્ણવી આપો, જે એમના માટે ઉતારવામાં આવી છે." (૧૬:૪૪)*

વળી, કુર્આન શરીફનો ઇરશાદ છે,

لَقَدْ مَنَّ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ اِذْبَعَثَ فِيْهِمْ رَسُوْلًامِّنْ اَنْفُسِهِمْ يَتْلُوْ عَلَيْهِمْ اٰيٰتِهٖ

وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ ؛

*"નિઃશંક અલ્લાહે મુસલમાનો ઉપર ઘણો ઉપકાર કર્યો, જ્યારે કે તેમની વચ્ચે તેમનામાંથી જ એક રસૂલ મોકલ્યો, જે તેમની સામે અલ્લાહની આયતો તિલાવત કરે છે અને તેમને પાક-સાફ (પવિત્ર) કરે છે અને તેમને અલ્લાહની કિતાબ અને હિકમત (ડહાપણ)ની વાતોનું શિક્ષણ આપે છે." (૩:૧૬૪)*

આપ ﷺ સહાબએ કિરામ (રદિ.)ને ફક્ત કુર્આનના શબ્દો જ શીખવાડતા ન હતા બલકે, તેની સંપૂર્ણ તફસીર (ભાષ્ય-વિવરણ) પણ વર્ણવતા હતા. એ જ કારણે સહાબએ કિરામ (રદિ.)ને માત્ર એક સૂરત પઢવામાં કેટલાય વર્ષો લાગી જતા હતા. જેની વિગત ઇન્શાઅલ્લાહ આગળ આવશે.

જ્યાં સુધી આપ ﷺ દુનિયામાં હાજર હતા ત્યાં સુધી કોઈપણ આયતોની તફસીર જાણવી કંઈ જ અઘરું કામ ન હતું. સહાબએ કિરામ (રદિ.)ને જ્યારે પણ કોઈ મુશ્કેલી પડતી તો તેઓ આપ ﷺ સમક્ષ તેને રજૂ કરતા અને તેમને સંતોષકારક જવાબ મળી જતો. પરંતુ આપ ﷺ પછી એ બાબતની આવશ્યકતા હતી કે, કુર્આનની તફસીરને એક આગવા જ્ઞાન સ્વરૂપે સુરક્ષિત કરવામાં આવે, જેથી ઉમ્મત માટે કુર્આન શરીફના શબ્દોની સાથે સાથે તેનો સાચો અર્થ પણ સુરક્ષિત થઈ જાય અને મુલ્હિદ તથા સાચા માર્ગથી ભટકેલા લોકો દ્વારા તેમાં અર્થોની હેર–ફેરની કોઈ શક્યતા બાકી ન રહે. એટલા માટે અલ્લાહ તઆલાના ફઝ્લો કરમથી આ કાર્યને પૂર્ણ કરવા ઉમ્મતે આ કારનામાને એટલી સુવ્યવસ્થિત અને સુઘડ રીતે સંપન્ન કર્યું કે, આજે આપણે આ બાબતે કોઈ પણ જાતના ભય કે વિવાદ વગર કહી શકીએ છીએ કે, અલ્લાહની આ અંતિમ કિતાબ (પુસ્તક)ના ન ફક્ત શબ્દો જ સુરક્ષિત છે, બલકે તેની સાચી તફસીર (ભાષ્ય–વિવરણ) પણ સુરક્ષિત છે, જે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ અને તેમના વહાલસોયા સહાબા (રદિ.) દ્વારા આપણા સુધી પહોંચ્યું છે.

તફસીરના જ્ઞાનને આ ઉમ્મતે કેવી કેવી રીતે સુરક્ષા પ્રદાન કરી? આ માર્ગમાં તેમણે કેવી કેવી તકલીફો ઉઠાવી અને આ સંઘર્ષ કેટલા સોપાનોમાંથી પસાર થયો ? તેનો એક વિસ્તારપૂર્વકનો રસપ્રદ ઈતિહાસ છે, જેની વિગતનો અત્રે મોકો નથી (એના માટે મારી કિતાબ ઉલૂમુલ કુર્આનમાં સવિસ્તર વર્ણન છે), પરંતુ અહીંયાં ટૂંકમાં એ બાબતનો ઉલ્લેખ કરું છું કે, કુર્આનની તફસીરની વાસ્તવિકતા શું છે અને તફસીરના જ્ઞાન પર જે અસંખ્ય પુસ્તકો પ્રત્યેક ભાષામાં ઉપલબ્ધ છે, તેમાં કુર્આને કરીમના ખુલાસા માટે કયા કયા સ્ત્રોતો દ્વારા લાભ ઉઠાવવામાં આવ્યો છે ?

મૂળભૂત રીતે તફસીર માટે કુલ છ માધ્યમો પર આધાર રાખવામાં આવે છે.

### (૧) કુર્આને કરીમ :

તફસીરના જ્ઞાનનો પહેલો સ્ત્રોત ખુદ કુર્આન શરીફ છે. એટલા માટે એવું અસંખ્યવાર બને છે કે, જ્યારે કોઈ એક આયતમાં વર્ણન થયેલ કોઈ એક બાબત વિશે વિસ્તારપૂર્વક ખુલાસાની જરૂર હોય છે ત્યારે ખુદ કુર્આન શરીફ અન્ય કોઈ

આયતમાં તેનો ખુલાસો સ્પષ્ટ કરી આપે છે. દા.ત. સૂરએ ફાતિહાની દુઆમાં આ વાક્ય મૌજૂદ છે. صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ એટલે કે, "એવા લોકોના માર્ગનું માર્ગદર્શન કર જેના ઉપર તેં ઇનામ ફરમાવ્યું." હવે, "તેં ઇનામ ફરમાવ્યું" અહીંયાં એ વાત સ્પષ્ટ નથી થતી કે, તે લોકો કોણ છે ? જેને અલ્લાહ તઆલાએ ઇનામ ફરમાવ્યું, પરંતુ અન્ય એક આયતમાં તેની સ્પષ્ટતા કરી દીધી. જેમકે ફરમાવ્યું,

فَاُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ

*"અને તે લોકો છે જેના ઉપર અલ્લાહે ઇનામ ફરમાવ્યું, એટલે કે નબીઓ, સિદ્દીકીન (સત્ય માર્ગ પર ચાલનારાઓ), શહીદો (ફક્ત અલ્લાહ ખાતર પોતાનો પ્રાણ ન્યોછાવર કરનાર) અને સાલિહીન (નીતિવાન–નેક) લોકો." (૪:૬૯)*

જ્યારે કુર્આનના વિવરણકારો (ભાષ્યકારો) કોઈ આયતની તફસીર કરે છે તો સૌ પ્રથમ તેઓ એવું ધ્યાનમાં લે છે કે, આ આયતની તફસીર ખુદ કુર્આન શરીફમાં કોઈ અન્ય સ્થળે મૌજૂદ છે કે કેમ ? જો એ પ્રમાણે હોય તો સૌ પ્રથમ તેઓ તેને અપનાવે છે.

**(૨) હદીષ :**

હદીષ "આપ ﷺના નિવેદનો અને કાર્યોને કહેવામાં આવે છે અથવા કોઈ કાર્ય આપ ﷺ સામે થયું હોય અને આપ ﷺએ તે કાર્યની મનાઈ ન કરી હોય તે પણ "હદીષ" છે" અને જેવી રીતે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે, અલ્લાહ તઆલાએ કુર્આને કરીમ સાથે આપ ﷺને મોકલ્યા હતા કે, જેથી આપ ﷺ લોકો સમક્ષ કુર્આન શરીફનું સાચું અર્થઘટન વિગતપૂર્વક વિસ્તારથી વર્ણવે, એટલા માટે આપ ﷺએ પોતાના નિવેદનો અને કાર્યો બંનેમાં તે જવાબદારીને ઉત્તમ રીતે પૂર્ણ કરી અને વાસ્તવમાં આપ ﷺનું સમગ્ર જીવન કુર્આન શરીફની એક સજીવન તફસીર જ છે. એટલા માટે મુફસ્સિરીન (વિવરણકારો)એ કુર્આન શરીફને સમજવા માટે બીજા નંબરે સૌથી વધુ ભાર હદીષ ઉપર આપ્યો છે અને હદીષોના પ્રકાશમાં અલ્લાહની કિતાબનું અર્થઘટન કર્યું છે. જો કે હદીષોમાં

"સહીહ" (પ્રમાણભૂત આધારો દ્વારા જેની સત્યતા સાબિત થઈ ચૂકી છે તેવી), "ઝઈફ" (પ્રમાણભૂત આધારોના માપદંડમાં ઊણી ઉતરતી) અને "મૌજૂઅ" (અન્ય કોઈ વ્યક્તિ દ્વારા ઘડી કાઢવામાં આવેલી વાત) વગેરે દરેક પ્રકારની રિવાયતો મૌજૂદ છે. એટલા માટે સંશોધનકારો અને વિવરણકારો (મુફસ્સિરીન)એ ત્યાં સુધી કોઈ રિવાયતને ભરોસાપાત્ર નથી માની જ્યાં સુધી કે, તે રિવાયત સનદવિજ્ઞાનના સિદ્ધાંતોની ચકાસણીમાં સફળ ન થઈ ચૂકી હોય ! એટલા માટે જે રિવાયતો જ્યાં પણ મળે તેને આધાર બનાવી તેના દ્વારા કુર્આન શરીફની તફસીર કરવી યોગ્ય નથી. કારણ કે, ઝઈફ રિવાયતો મજબૂત રિવાયતોના વિરુદ્ધમાં પણ હોઈ શકે છે અને હકીકતમાં આ બાબત ઘણી જ નાજુક છે અને આ બાબતમાં ઊંડા ઊતરવું ફક્ત તે જ લોકોનું કામ છે જે લોકોની જિંદગીઓ આ બાબતનું જ્ઞાન મેળવવામાં ખર્ચાઈ ચૂકી હોય.

**(૩) સહાબા (રદિ.)ના નિવેદનો :**

સહાબએ કિરામ (રદિ.)ને કુર્આનનું શિક્ષણ સીધે સીધું આપ ﷺ પાસેથી પ્રાપ્ત થયું હતું, વહીના ઉતરાણ સમયે તેઓ વ્યકિતગત રીતે પણ હાજર હતા અને તેઓ કુર્આનના નાઝિલ થવાના સંપૂર્ણ વાતાવરણ અને દશ્યોના પોતે સાક્ષી હતા, એટલા માટે સ્વાભાવિક રીતે જ કુર્આન શરીફની તફસીરમાં તે લોકોના નિવેદનો જેટલા પ્રમાણભૂત અને ભરોસાપાત્ર હોય શકે છે એટલા પાછળથી આવનાર લોકોના નથી થઈ શકતા. માટે જે આયતોની તફસીર કુર્આન અથવા હદીષથી જાણી નથી શકાતી તેમાં સૌથી વધુ મહત્ત્વ સહાબા (રદિ.)ના નિવેદનોને આપવામાં આવે છે. જેથી જો કોઈ આયતની તફસીર પર સહાબા (રદિ.) એકમતે હોય તો મુફસ્સિરીન (ભાષ્યકારો–વિવરણકારો) તે જ બાબત અપનાવે છે અને એના બદલે કોઈ બીજી તફસીર કરવી જાઇઝ પણ નથી, હા ! જો કોઈ આયતની તફસીરમાં સહાબા (રદિ.)ના વિરોધાભાસી નિવેદનો હોય તો મુફસ્સિરીન અન્ય દલીલોના પ્રકાશમાં તે બાબત જુએ છે કે, કઈ તફસીરને પ્રાધાન્ય આપવામાં આવે ? આ બાબતમાં અગત્યના બધા જ નિયમો ફિકહ (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર), હદીષના મૂળભૂત સિદ્ધાંતો અને તફસીરના સિદ્ધાંતો ઉપર આધારિત છે, જેનું વિગતવાર વર્ણન કરવાનો અત્યારે હેતુ અને મૌકો નથી.

**(૪) તાબિઈન (રહ.)ના નિવેદનો :**

**(જેમણે ઈમાન હોવાની હાલતમાં સહાબા રદિ.ને જોયા હોય અને તેમનું ઈમાન હોવાની હાલતમાં જ મૃત્યુ થયું હોય એવા લોકોને "તાબિઈન" કહે છે)**

સહાબા (રદિ.) પછી તાબિઈનનો નંબર આવે છે, આ તે લોકો છે જેમણે કુર્આન શરીફની તફસીર સહાબા (રદિ.) પાસેથી શીખી છે. એટલા માટે તેમના નિવેદનો પણ તફસીરના જ્ઞાનમાં ઘણું મહત્ત્વ ધરાવે છે. જો કે આ બાબતમાં ઉલમાના મતભેદ છે કે, તાબિઈન (રહ.)ના નિવેદનો તફસીરમાં હુજ્જત (નિયમનો દરજ્જો) છે કે નહિ ? (ઈત્કાન : ૩/૧૭૯) પરંતુ તેની અગત્યતાનો ઈન્કાર કરી શકાતો નથી.

**(૫) અરબી શબ્દકોષ :**

કુર્આને કરીમ અરબી ભાષામાં નાઝિલ થયું છે એટલા માટે કુર્આનની તફસીર માટે અરબી ભાષા ઉપર સંપૂર્ણ કાબૂ પ્રાપ્ત કરવો આવશ્યક છે. કુર્આને કરીમની ઘણી બધી આયતો એવી છે કે તેની પૂર્વભૂમિકામાં કોઈ "શા'ને નુઝૂલ" (આયત નાઝિલ થવાની પૂર્વભૂમિકારૂપે ઘટતી કોઈ ઘટના) અથવા કોઈ "ફિક્હી" (ઈસ્લામિક કાયદાશાસ્ત્રને લગતી) વાત અથવા કોઈ અન્ય બાબત સંદર્ભ તરીકે હોતી નથી, એટલા માટે તેની તફસીરમાં હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ, સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)ના નિવેદનો નોંધાયેલ જોવા મળતા નથી, જેથી તેની તફસીરનો સ્ત્રોત ફક્ત અરબી ભાષાનો શબ્દકોષ હોય છે અને શબ્દકોષના આધારે જ તેનું ભાષ્ય કે વિવરણ કરવામાં આવે છે. આ સિવાય પણ કોઈ આયતની તફસીરમાં જો કોઈ મતભેદ હોય તો વિવિધ અભિપ્રાયોમાં સચોટ અને મજબૂત અભિપ્રાય માટે પણ અરબી શબ્દકોષના જ્ઞાનથી કામ લેવામાં આવે છે.

**(૬) ચિંતન અને મનન (દ્વારા કોઈ પરિણામ ઉપર પહોંચવું) :**

તફસીરનો છેલ્લો આધાર "ચિંતન" અને "મનન" દ્વારા કોઈ પરિણામ ઉપર પહોંચવું છે. કુર્આને કરીમના રહસ્યો અને તેમાં સમાવિષ્ટ જ્ઞાનનો ભંડાર એક એવો વિશાળ અને ઊંડો સમુદ્ર છે કે, જેનો કોઈ કિનારો નથી. કોઈપણ વ્યક્તિ કે જેને અલ્લાહ તઆલાએ ઈસ્લામિક જ્ઞાનમાં પૂર્ણતા બક્ષી હોય, તે જેટલું

પણ આ જ્ઞાનમાં ચિંતન અને મનન કરશે તેટલા જ મોટા પ્રમાણમાં તેની સામે કુર્આનના રહસ્યો છતાં થતાં જશે. કેટલાક મુફસ્સિરોએ પોતાના ચિંતનના પરિણામોને પણ પોતાની તફસીરમાં વર્ણવ્યા છે. પરંતુ આ બધા ચિંતન અને મનનના પરિણામો ત્યારે જ સ્વીકૃત બનશે જ્યારે કે તે ઉપરોક્ત પ્રમાણેના પાંચ નક્કી કરવામાં આવેલા માપદંડોમાં ઊણા ઉતરતા ન હોય. એટલા માટે જે કોઈ પણ વ્યકિત કુર્આનની તફસીરમાં જો કોઈ એવો તર્ક અને "ઈજતેહાદ" (ચિંતન–મનનના પરિણામે અલ્લાહ અને રસૂલ ﷺના આદેશોને ધ્યાનમાં રાખી ઈસ્લામી શરીઅતના કાયદાઓ નક્કી કરવા) વર્ણન કરે, જે કુર્આન, સુન્નત, "ઈજમાઅ્" (આખી ઉમ્મતનો સર્વાનુમતે શરીઅત અનુસાર સ્વીકૃત અભિપ્રાય), સહાબા (રદિ.)ના અરબી શબ્દકોષ અથવા તાબિઈન (રહ.)ના નિવેદનોથી વિરૂદ્ધ હોય અથવા તે શરીઅતના અન્ય કોઈ સિદ્ધાંતોથી વિપરીત હોય તો તે ભરોસાપાત્ર નથી. અમુક સૂફીઓ (રહ.)એ તફસીરમાં આ પ્રકારના તર્ક અને ચિંતન વર્ણન કરવાનું શરૂ કર્યું હતું, પરંતુ ઉમ્મતના સંશોધનકાર ઉલમાએ તેને ભરોસાપાત્ર નથી માન્યું. કારણ કે, કુર્આન, સુન્નત તથા શરીઅતના પાયાના સિદ્ધાંતો વિરૂદ્ધ કોઈપણ વ્યકિતનો અભિપ્રાય સ્વાભાવિકપણે કોઈ હેસિયત ધરાવતો નથી.

*(ઈત્કાન : ૨/૧૮૪)*

**ઇસ્રાઈલિયાત (યહૂદીઓ અને ઈસાઈઓની રિવાયતો)નો હુકમ :**

"ઈસ્રાઈલિયાત" તે રિવાયતોને કહેવામાં આવે છે, જે અહલે કિતાબ એટલે કે યહૂદીઓ અને ક્રિશ્ચિયનો દ્વારા આપણા સુધી પહોંચી છે. શરૂઆતના યુગમાં મુફસ્સિરો મોટે ભાગે કોઈ આયતના અનુસંધાનમાં દરેક પ્રકારની રિવાયતો લખી દેતા હતા, જે તેમને કોઈ "સનદ" દ્વારા પ્રાપ્ત થઈ હોય. તેમાં ઘણી બધી રિવાયતો ઈસ્રાઈલિયાત પણ હતી, માટે તેની વાસ્તવિકતાથી વાકેફ થવું જરૂરી છે. તેની વાસ્તવિકતા આ છે કે, અમુક સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) પ્રથમ અહલે કિતાબથી સંબંધ ધરાવતા હતા, પાછળથી જ્યારે તેઓ ઈસ્લામની દૌલતથી માલામાલ થયા અને કુર્આન શરીફનું શિક્ષણ પ્રાપ્ત કર્યું તો કુર્આન શરીફમાં પાછલી ઉમ્મતોની ઘણી બધી ઘટનાઓ તેમની નજર સમક્ષ આવી, જે તેમણે પોતાના અગાઉના ધર્મની કિતાબોમાં પઢી હતી. એટલા માટે

તેઓ કુર્આની પ્રસંગોના અનુસંધાનમાં કેટલીક વિગતો મુસલમાનો સામે વર્ણન કરતા હતા જે તેમણે પોતાના અગાઉના ધર્મની કિતાબોમાં જોઈ હતી. આ વિગતો અને માહિતીઓ "ઈસ્રાઈલિયાત"ના નામથી તફસીરની કિતાબોમાં દાખલ થઈ ગઈ હતી. હાફિજ ઈબ્ને કષીર (રહ.) જેઓ ઘણા જ મોટા સંશોધનકાર મુફસ્સિરોમાંથી છે, તેમણે લખ્યું છે કે "ઈસ્રાઈલિયાત"ના ત્રણ પ્રકાર છે.

(૧) તે રિવાયતો જેની સત્યતા કુર્આન અને સુન્નતની અન્ય દલીલોથી સાબિત છે. દાખલા તરીકે, ફિરઔનનું ડૂબી જવું અને હઝરત મૂસા (અલૈ.)નું કોહે તૂર ઉપર તશરીફ લઈ જવું વગેરે.

(૨) તે રિવાયતો જેની સત્યતા કુર્આન અને સુન્નતની અન્ય દલીલોથી પુરવાર થાય છે. દાખલા તરીકે, ઈસ્રાઈલી રિવાયતોમાં વર્ણન થયું છે કે, હઝરત સુલૈમાન (અલહિસ્સલામ) પોતાની અંતિમ જિંદગીમાં નઊઝુબિલ્લાહ "મુર્તદ" (દીનથી ફરી જવું) થઈ ગયા હતા. એનો રદિયો કુર્આન શરીફથી સાબિત છે, ફરમાન છે وَمَا كَفَرَ سُلَيْمٰنُ وَلٰكِنَّ الشَّيٰطِيْنَ كَفَرُوْا "અને સુલૈમાન (અલયહિસ્સલામ) કાફિર ન હતા બલકે, શયતાને કુફ્ર કર્યું." (૨:૧૦૨) એવી જ રીતે દાખલા તરીકે, ઈસ્રાઈલી રિવાયતોમાં વર્ણન થયું છે કે, નઊઝુબિલ્લાહ હઝરત દાવૂદ (અલયહિસ્સામ)એ પોતાના સેનાપતિ اوریا ઊરીયાની પત્ની સાથે વ્યભિચાર કર્યો અથવા સેનાપતિને વિવિધ યુક્તિઓ દ્વારા મારી નંખાવીને તેની પત્ની સાથે લગ્ન કરી લીધા. આ બાબત પણ એક ઉઘાડું જૂઠાણું છે અને આ પ્રકારની રિવાયતોને ખોટી સમજવી જરૂરી છે.

(૩) તે રિવાયતો જેના વિશે કુર્આન અને સુન્નત તથા અન્ય શરઈ દલીલો મૌન સેવે છે. જેમકે, તવરાતના હુકમો વગેરે, તો એવી રિવાયતોના વિષયમાં આપ ﷺનું શિક્ષણ એ છે કે, તે વિશે ચુપકીદી ધારણ કરવામાં આવે. ન તો તેનું સમર્થન કરવામાં આવે અને ન જ તેને જૂઠાડવામાં આવે. જો કે, આ બાબતે ઉલમાનો મતભેદ છે કે, આવી રિવાયતો વર્ણન કરવી જાઈઝ છે કે નહિ ? હાફિજ ઈબ્ને કષીર (રહ.)નું નિર્ણાયક નિવેદન આ પ્રકારે છે કે, તેને વર્ણન કરવી તો જાઈઝ છે પરંતુ તેનાથી કોઈ લાભ નથી. કારણ કે, તે શરીઅતની રૂએ કોઈ હુજ્જત (દલીલ) નથી.

*(મુકદ્દમા તફસીરે ઈબ્ને કષીર)*

# કુર્આનની તફસીરના સંદર્ભમાં એક ઘણી જ મોટી ગેરસમજ

ઉપરોક્ત વિગતપૂર્વકની છણાવટથી એ બાબત સ્પષ્ટ થઈ ચૂકી કે, કુર્આન શરીફની તફસીર એક અતિશય નાજુક અને મુશ્કેલ કામ છે. જેના માટે ફક્ત અરબી ભાષા જાણી લેવી પૂરતી નથી. બલકે, તમામ સંબંધિત જ્ઞાનના નિષ્ણાત હોવું જરૂરી છે. એટલા માટે ઉલમાએ લખ્યું છે કે, કુર્આનના મુફસ્સિર માટે જરૂરી છે કે તે અરબી ભાષાના નહ્‌વ, સર્ફ અને વ્યાકરણ તથા સાહિત્યિક મૌલિકતાની સાથે સાથે હદીષના જ્ઞાન, ફિક્હ (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર)ના સિદ્ધાંતો, તફસીર, અકીદાઓ અને વકતૃત્વ કળામાં ખૂબ ગાઢ અને ઊંડું જ્ઞાન ધરાવતા હોવા જોઈએ. કારણ કે, જ્યાં સુધી આવા શિક્ષણથી ઘરોબો કેળવાયેલો નથી ત્યાં સુધી કોઈપણ વ્યક્તિ કુર્આન શરીફની તફસીરમાં કોઈ સાચા પરિણામ સુધી પહોંચી શકતી નથી.

અફસોસ છે કે કેટલાક સમયથી મુસલમાનોમાં ખતરનાક બીમારી ફેલાઈ ચૂકી છે ! ઘણા લોકો ફક્ત અરબી ભાષા શીખી લેવાને કુર્આનની તફસીર માટે પૂરતું સમજે છે. એટલા માટે જે વ્યક્તિ મા'મૂલી અરબી ભાષા શીખી લે છે, તે પણ કુર્આન શરીફની તફસીરમાં પોતાના અભિપ્રાયો આપવાનું શરૂ કરી દે છે. બલકે અમુક સમયે એવું પણ જોવા મળે છે કે, અરબી ભાષાની સામાન્ય સૂઝબૂઝ ધરાવનાર વ્યક્તિઓ, કે જેમનો અરબી ભાષા પર સંપૂર્ણ કાબૂ પણ નથી હોતો, ન જ ફક્ત પોતાની મનમાની પદ્ધતિથી કુર્આન શરીફની તફસીર કરવાનું શરૂ કરી દે છે બલકે, અગાઉના મુફસ્સિરોની ભૂલો પણ કાઢવા મંડી પડે છે. અહીંયાં સુધી કે, કેટલાક જાલિમ લોકો તો ફક્ત ભાષાંતરનો અભ્યાસ કરીને પોતાને કુર્આન શરીફનો વિદ્વવાન સમજવા માંડે છે અને મોટા મોટા મુફસ્સિરોની ટીકા–ટિપ્પણી કરવાનું પણ ચૂકતા નથી !

ખૂબ સારી રીતે સમજી લેવું જોઈએ કે આ એક અત્યંત ખતરનાક વલણ

છે કે, જે દીનની બાબતમાં ભયંકર નુકસાન કરનાર અને માર્ગથી ભટકવા તરફ લઈ જનાર કૃત્ય છે. દુનિયવી જ્ઞાન અને કલાના વિષયમાં દરેક વ્યક્તિ એ બાબત સમજી શકે છે કે, જો કોઈ વ્યક્તિ ફક્ત અંગ્રેજી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરી મૅડીકલ સાયન્સના પુસ્તકોનો અભ્યાસ કરી લે, તો દુનિયાનો કોઈપણ બુદ્ધિશાળી વ્યક્તિ તેને ડૉકટર તરીકે નથી સ્વીકારી શકતો. અને ન જ પોતાના જીવનને તેને હવાલે કરી શકે છે. જ્યાં સુધી કે તેણે કોઈ મૅડીકલ કૉલેજમાં કાયદેસરનું શિક્ષણ અને કેળવણી પ્રાપ્ત ન કરી હોય. એટલા માટે કે ડૉકટર બનવા માટે ફક્ત અંગ્રેજી શીખી લેવું પૂરતું નથી બલકે, કાયદેસરનું ડૉકટરનું શિક્ષણ અને કેળવણી પ્રાપ્ત કરવી આવશ્યક છે. એવી જ રીતે કોઈ અંગ્રેજી જાણનાર વ્યક્તિ એન્જીનિયરીંગના પુસ્તકોનો અભ્યાસ કરીને એન્જીનિયર બનવા ઇચ્છે તો દુનિયાનો કોઈપણ સમજદાર વ્યક્તિ તેને એન્જીનિયર તરીકે નહિ સ્વીકારે. એટલા માટે કે આ કામ ફક્ત અંગ્રેજી ભાષા શીખી લેવાથી નથી આવડી જતું. બલકે, તેના માટે નિષ્ણાત શિક્ષકોના તા'બા હેઠળ રહીને કેળવણી લેવી પડે છે અને તેમની પાસે કાયદેસર રીતે આ કળા શીખવી જરૂરી હોય છે. જ્યારે ડૉકટર અને એન્જીનિયર બનવા માટે આટલી સખત શરતો લાગુ પડતી હોય છે તો અંતે કુર્આન અને હદીષની બાબતમાં ફક્ત અરબી ભાષા શીખી લેવી કઈ રીતે પૂરતું હોઈ શકે છે ? જિંદગીના પ્રત્યેક ક્ષેત્રમાં દરેક વ્યક્તિ આ સિદ્ધાંત માને છે અને તેના ઉપર કાર્યરત છે કે, પ્રત્યેક જ્ઞાન અને કળાને શીખવા માટે ખાસ પદ્ધતિ અને ચોક્કસ શરતો નિર્ધારિત હોય છે, જેને પૂરી કર્યા વગર તે જ્ઞાન અને કળામાં તેનો અભિપ્રાય કોઈપણ રીતે ભરોસાપાત્ર સમજવામાં નથી આવતો, તો પછી છેવટે કુર્આન અને સુન્નત એટલા બધા લાવારિસ કેવી રીતે થઈ શકે છે કે, તેના વિવરણ અને તફસીર માટે કોઈ જ્ઞાન અને કળા પ્રાપ્ત કરવાની આવશ્યકતા જ ન હોય અને આ બાબતમાં જે કોઈપણ વ્યક્તિ ઇચ્છે પોતાનો અભિપ્રાય આપવાનું શરૂ કરી દે ? અમુક લોકો કહે છે કે, કુર્આન શરીફ પોતે ફરમાવે છે.

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ....

*"અને નિઃશંક અમે કુર્આનને શિખામણ પ્રાપ્ત કરવા માટે સરળ બનાવી દીધું છે."*

તેઓ દલીલ કરે છે કે, જ્યારે કુર્આને કરીમ સરળ કિતાબ છે તો તેના વિવરણ માટે કોઈ બહું ઊંડા જ્ઞાન કે હૂનરની આવશ્યકતા નથી, પરંતુ આવી દલીલો એક ભયંકર ભૂલ છે. જે ઓછી સમજ અને નિમ્ન સ્તરની બુદ્ધિ પર આધારિત છે. ઘટના એમ છે કે, કુર્આન શરીફની આયતો બે પ્રકારની હોય છે. એક તો તે આયતો છે જેમાં સામાન્ય શિખામણની વાતો, બોધપાઠ આપતી ઘટનાઓ અને ચેતવણીઓ તથા બોધવચનોના વિષયો વર્ણન કરવામાં આવ્યા છે. દાખલા તરીકે જગતની અસ્થિરતા, જન્નત અને દોઝખની પરિસ્થિતિઓ, અલ્લાહનો ડર અને આખિરતની ચિંતા ઉત્પન્ન કરનારી બાબતો તથા જિંદગીની બીજી સીધી સાદી વાસ્તવિકતાઓ ! આ પ્રકારની આયતો નિ:શંક સરળ છે, અને જે કોઈપણ વ્યક્તિ અરબી ભાષાથી વાકેફ છે તે તેને સમજીને શિખામણ પ્રાપ્ત કરી શકે છે. ઉપરોક્ત આયતમાં આ પ્રકારના શિક્ષણના અનુસંધાનમાં કહેવામાં આવ્યું છે કે "તેને અમે શિખામણના માટે સરળ કરી દીધું છે." ખુદ આ આયતમાં આવેલ શબ્દ لِلذِّكْرِ "લિઝ્ઝિકરી" (શિખામણના માટે) તેની સાબિતી છે.

તેનાથી ઊલટું બીજા પ્રકારની આયતો તે છે, જે હુકમો (આદેશો), કાયદા–કાનૂનો, માન્યતાઓ અને જ્ઞાનપૂર્ણ વિષયો પર આધારિત છે. આ પ્રકારની આયતોને જેમની તેમ સમજી લેવી અને તેમાંથી હુકમો અને આદેશો તથા કાયદાઓના પરિણામો પ્રાપ્ત કરવા દરેક માણસનું કામ નથી. તેના માટે ઈસ્લામિક જ્ઞાનમાં નિપુણતા અને પરિપકવતા પ્રાપ્ત કરવી જરૂરી છે. એ જ કારણ છે કે, સહાબએ કિરામ (રદિ.)ની માતૃભાષા જો કે અરબી હતી અને અરબી સમજવા માટે તેમને ક્યાંય શિક્ષણ પ્રાપ્ત કરવાની આવશ્યકતા ન હતી, પરંતુ તેઓ આપ ﷺ પાસેથી કુર્આન શરીફનું શિક્ષણ પ્રાપ્ત કરવામાં લાંબો સમય ખર્ચ કરતા હતા. અલ્લામહ સુયૂતી (રહ.)એ ઈમામ અબ્દુર્રહમાન સુલમી (રહ.)થી રિવાયત વર્ણવી છે કે જે સહાબા (રદિ.)એ સરકારે દો આલમ ﷺથી કુર્આનનું કાયદેસરનું શિક્ષણ પ્રાપ્ત કર્યું છે. દાખલા તરીકે, હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) વગેરે તેમણે અમને જાણ કરી કે જ્યાં સુધી તેઓ આપ ﷺ પાસેથી કુર્આનની દશ આયતો શીખી ન લેતા ત્યાં સુધી આગળ વધતા ન હતા, એટલે સુધી કે તે આયતો સંબંધિત

સંપૂર્ણ જ્ઞાન અને કાર્યની બાબતોની સંપૂર્ણ છણાવટ ન કરી લેતા. તેઓ વર્ણવે છે કે,

فَتَعَلَّمْنَا الْقُرْاٰنَ وَالْعِلْمَ وَالْعَمَلَ جَمِيْعًا،

*"અમે કુર્આન તથા શિક્ષણ અને અમલને સાથે સાથે શીખ્યું છે."*

*(ઈત્કાન : ૨/૧૭૬)*

જેમકે, મુઅત્તા ઈમામ માલિકમાં રિવાયત છે કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ ફક્ત સૂરએ બકરહ યાદ કરવામાં પૂરા આઠ વર્ષો ખર્ચી નાંખ્યા અને મુસ્નદે અહમદ (રહ.)માં હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે, "અમારામાંથી જે વ્યક્તિ સૂરએ બકરહ અને સૂરએ આલે ઈમ્રાન પઢી લેતો તો અમારા દરમિયાન તેનું માન–સન્માન ખૂબ જ વધી જતું હતું."

*(ઈત્કાન : ૨/૧૭૬ નોઅ ૬ નં : ૭૭)*

વિચારવા યોગ્ય બાબત છે કે, સહાબએ કિરામ (રદિ.) કે જેમની માતૃભાષા અરબી હતી, જેઓ અરબી કાવ્ય અને સાહિત્યમાં નિષ્ણાત હતા, જેમને લાંબા લાંબા કાવ્યો સામાન્ય ધ્યાન આપવાથી મોઢે યાદ રહી જતા હતા, તેમને કુર્આન શરીફ યાદ કરવા માટે અને તેના અર્થો સમજવા માટે આટલો લાંબો સમય પસાર કરવાની કેમ જરૂર પડી હતી કે આઠ વર્ષો ફક્ત એક સૂરત પઢવામાં ખર્ચી નાંખતા હતા ? તેનું કારણ ફક્ત એ હતું કે, કુર્આને કરીમ અને તેના જ્ઞાનને શીખવા માટે ફક્ત અરબી ભાષાના નિષ્ણાત હોવું પૂરતું ન હતું. બલકે, તેના માટે આપ ﷺનો સહવાસ અને શિક્ષણથી લાભ ઉઠાવવો જરૂરી હતો. સ્વાભાવિક છે કે, જ્યારે સહાબએ કિરામ (રદિ.) અરબી ભાષાના નિષ્ણાત હોવા છતાં અને વહીના પ્રત્યક્ષદર્શી અને સાક્ષી હોવા છતાં "આલિમે કુર્આન" (કુર્આનના વિદ્વાન) બનવા માટે કાયદેસરનું આપ ﷺ પાસેથી શિક્ષણ પ્રાપ્ત કરવું જરૂરી હતું, તો પછી કુર્આન નાઝિલ થયાના સૈંકડો વર્ષો પછી અરબી ભાષાનું સામાન્ય જ્ઞાન ધરાવી અથવા ફક્ત ભાષાંતર વાંચી કુર્આનના મુફસ્સિર હોવાનો દા'વો કરવો કેટલી મોટી બેવકૂફીભરી હિંમત અને દીનના જ્ઞાન સાથે અફસોસનાક ક્રૂર મશ્કરી છે ? આવા લોકો જેઓ આવી બેવકૂફીભરી હિંમત બતાવે છે તેમણે સરકારે દો આલમ ﷺનું આ ફરમાન યાદ રાખવું જોઈએ કે,

مَنْ قَالَ فِي الْقُرْاٰنِ بِغَيْرِ عِلْمٍ فَلْيَتَبَوَّأْ مَقْعَدَهٗ فِي النَّارِ ،

*"જે વ્યક્તિ કુર્આનની બાબતમાં જ્ઞાન વિના કોઈ વાત કહે તો તે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવી લે."*

*(અબૂ દાવૂદ અઝ ઈત્કાન : ૨/૧૭૦)*

અને

مَنْ تَكَلَّمَ فِي الْقُرْاٰنِ بِرَأْيِهٖ فَأَصَابَ فَقَدْ أَخْطَأَ،

*"જે વ્યક્તિ કુર્આનની બાબતમાં (ફક્ત) પોતાના અભિપ્રાયથી વાત કરે અને તેમાં કોઈ સાચી વાત પણ કહી દે તો પણ તેણે ભૂલ કરી."*

*(અબૂ દાવૂદ, નસઈ અઝ ઈત્કાન : ૨/૧૭૯)*

-------------------

# પ્રખ્યાત તફસીરો (ભાષ્યો-વિવરણો)

હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના સમયકાળ પછી કુર્આન શરીફની અસંખ્ય તફસીરો લખવામાં આવી છે. બલકે, દુનિયામાં કોઈ કિતાબની એટલી સેવા કરવામાં નથી આવી જેટલી કુર્આન શરીફની કરવામાં આવી છે. તે બધી તફસીરોનો પરિચય કોઈ વિસ્તારપૂર્વકની કિતાબમાં કરવો શક્ય પણ નથી, તો પછી આ ટૂંકી પ્રસ્તાવનામાં તેને કેવી રીતે સમાવી શકાય ? પરંતુ અત્રે અમે તે મહાન અગત્યની તફસીરોનો ટૂંકો પરિચય કરાવવા ઇચ્છીએ છીએ કે, જે "મઆરિફુલ કુર્આન"નો ખાસ આધાર રહી છે અને જેના હવાલાઓ તથા સંદર્ભો "મઆરિફુલ કુર્આન"માં વારંવાર આવે છે. જો કે "મઆરિફુલ કુર્આન"ના લખાણ દરમિયાન ઘણી બધી તફસીરો અને સેંકડો કિતાબો નજર સમક્ષ રાખવામાં આવી છે, પરંતુ અત્રે ફક્ત તે જ તફસીરોનું વર્ણન કરવાનો હેતુ છે જેના હવાલાઓનું વારંવાર પુનરાવર્તન થયું છે.

## તફસીરે ઇબ્ને જરીર :

આ તફસીરનું મૂળ નામ "જામિઉલ બયાન" છે. આ તફસીર અલ્લામહ અબૂ જઅ્ફર મુહમ્મદ બિન જરીર તબરી (રહ. વફાત હિજરી સન ૩૧૦)ની લખેલી છે. અલ્લામહ તબરી (રહ.) ઉચ્ચ કક્ષાના મુફસ્સિર, હદીષવેત્તા અને ઈતિહાસકાર હતા. કહેવાય છે કે, તેઓ ૪૦ વર્ષો સુધી સતત લખવામાં વ્યસ્ત રહ્યા અને દરરોજ ૪૦ પેજ લખવાનો નિત્યક્રમ હતો. (અલ બિદાયા વન્નહાયા પેજ : ૧૪૫, ભાગ : ૧૧) અમુક લોકોએ તેમના ઉપર શીઆ હોવાનો આક્ષેપ મૂક્યો છે, પરંતુ સંશોધનકારોએ આ આક્ષેપને રદ કર્યો છે, અને વાસ્તવિકતા પણ એ જ છે કે તેઓ અહલે સુન્નતના મહાન અને ઉચ્ચ કોટીના આલિમ છે. બલકે, તેમની ગણના અઈમ્મએ મુજતહિદીનમાં થાય છે.

તેમની તફસીર ૩૦ જિલ્દોમાં છે અને પાછળથી લખાનાર તફસીરો માટે પાયાનો સંદર્ભગ્રંથ સાબિત થયો છે. તેઓ આયતોની તફસીરમાં ઉલમાના વિવિધ નિવેદનો વર્ણન કરે છે અને પછી જે નિવેદન તેમને સૌથી વધુ મજબૂત લાગે તેને

દલીલો દ્વારા સાબિત કરે છે. જો કે, તેમની તફસીરમાં સાચી અને કમજોર દરેક પ્રકારની રિવાયતો એકત્રિત થઈ ગઈ છે, એટલા માટે તેમની વર્ણન કરેલી પ્રત્યેક રિવાયત ઉપર ભરોસો નથી થઈ શકતો. વાસ્તવમાં આ તફસીરમાં તેમનો હેતુ એ હતો કે, કુર્આનની તફસીરના વિષયમાં જેટલા પ્રમાણમાં રિવાયતો તેમને હસ્તગત થાય તે બધાને એકત્રિત કરી દેવામાં આવે. જેથી આ એકત્રિત થયેલ સંગ્રહથી કામ લઈ શકાય. જો કે, તેમણે દરેક રિવાયતની સાથે તેની સનદ પણ વર્ણવી છે, જેથી જે વ્યક્તિ ઇચ્છે તે પોતે રાવીઓ (વર્ણન કરનારા વ્યક્તિ) વિશે સંશોધન કરી રિવાયત સાચી અથવા ખોટી હોવાનો નિર્ણય કરી શકે છે.

## તફસીરે ઇબ્ને કષીર :

આ તફસીર હાફિજ ઈમાદુદ્દીન અબૂલ ફિદા ઈસ્માઈલ બિન કષીર દમિશ્કી શાફિઈ (રહ. વફાત હિજરી સન ૭૭૪)ની લખેલી છે. તેઓ આઠમી સદીના ઉચ્ચ કક્ષાના સંશોધનકાર વિદ્વાન છે. તેમની તફસીર ચાર જિલ્દો (ભાગો)માં પ્રકાશિત થઈ ચૂકી છે અને એમાં વધારે ભાર તફસીરી રિવાયતો ઉપર આપવામાં આવ્યો છે, અને ખાસ વાત એ છે કે, લેખક રિવાયતો (વિવરણના સંદર્ભમાં વર્ણન થયેલ રિવાયતો) પર હદીષો આધારિત ટીકા–ટિપ્પણી પણ કરે છે, તેના કારણે આ કિતાબ તફસીરની કિતાબોમાં એક આગવું સ્થાન ધરાવે છે.



## તફસીરે કુર્તુબી :

તેનું પુરું નામ "અલ જામિઅ્, લિઅહકામિલ કુર્આન" છે. ઉન્દુલુસ (સ્પેન)ના પ્રખ્યાત સંશોધનકાર વિદ્વાન અલ્લામહ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન અહમદ બિન અબી બક્ર બિન ફરહ કુર્તુબી (રહ. વફાત હિજરી સન ૬૭૧)ની લખેલી છે. જેઓ ફિક્હમાં ઈમામ માલિક (રહ.)ના મસ્લકની પૈરવી કરે છે અને ઈબાદત તથા રિયાઝતમાં ઉચ્ચ કક્ષાનું સ્થાન ધરાવે છે. વાસ્તવમાં આ કિતાબનો આધાર અને વિષયવસ્તુ તો કુર્આન કરીમના ફિક્હી (કાયદાકીય આદેશો) અને નિયમોના પરિણામો સુધી પહોંચવાનો છે, પરંતુ ફિક્હના ક્ષેત્ર માટે તેમણે આયતોનું વિવરણ, અઘરા શબ્દોનું સંશોધન, સાંકેતિક સહાયકારી ચિહ્નો તથા અકીદાઓ (માન્યતાઓ) અને સંબંધિત રિવાયતોને પણ પોતાની

તફસીરમાં વધુ પ્રમાણમાં એકત્રિત કરી છે. આ કિતાબ ૧૨ જિલ્દો (ભાગો)માં છે અને વારંવાર પ્રકાશિત થઈ ચૂકી છે.

## તફસીરે કબીર :

આ તફસીર ઈમામ ફખ્રુદ્દીન રાઝી (રહ. વફાત હિજરી સન ૬૦૬)ની લખેલી છે. આ તફસીરનું મૂળ નામ "મફાતિહુલ ગયૂબ" છે પરંતુ "તફસીરે કબીર"ના નામથી પ્રખ્યાત છે. ઈમામ રાઝી (રહ.) ઈસ્લામિક અકાઈદશાસ્ત્રના ઈમામ હતા, એટલે તેમણે પોતાની તફસીરમાં તાર્કિક અને બૌદ્ધિક ચર્ચાઓ તથા બાતિલ ફિરકાઓ (માર્ગ ભટકેલા સંપ્રદાયો)ના રદિયા ઉપર ઘણું જોર આપ્યું છે, વાસ્તવિકતા એ છે કે કુર્આનના ખુલાસાના સંદર્ભમાં આ તફસીર અજોડ છે. તેમાં ખૂબ જ રસપ્રદ શૈલીથી કુર્આને કરીમના અર્થોના વિસ્તાર અને કુર્આનની આયતોના પરસ્પરના સંબંધનું વિવરણ કરવામાં આવ્યું છે, આ તફસીર કદર કરવા પાત્ર છે. એવું માનવામાં આવે છે કે, ઈમામ રાઝી (રહ.)એ સૂરએ ફતહ (فتح) સુધીની તફસીર પોતે લખી છે અને પછી તેઓ તફસીરનું કામ પુરું ન કરી શક્યા. એટલા માટે સૂરએ ફતહથી છેવટ સુધીનો ભાગ કાઝી શિહાબુદ્દીન બિન ખલીલ અલ ખ'વલી દમિશ્કી (રહ. વફાન હિજરી સન ૯૩૯) અથવા શૈખ નઝમુદ્દીન બિન મુહમ્મદ અલ કમૂલી (રહ. વફાત હિજરી સન ૭૭૭)એ સંપૂર્ણ કરી. *(કશ્ફુઝ્ઝુનૂન : ૩/૪૭૭)*

ઈમામ રાઝી (રહ.)એ પોતાના સમયની આવશ્યકતા અનુસાર બૌદ્ધિક ચર્ચાઓ અને બાતિલ ફિરકાઓના રદિયા ઉપર ખાસ ભાર મૂક્યો છે. આ અનુસંધાને અમુક સ્થળોએ ચર્ચાઓ ખૂબ લાંબી થઈ ગઈ છે એટલા માટે કેટલાક લોકો આ તફસીર ઉપર ટિપ્પણી કરે છે કે, "ફિહી કુલ્લુ શયઈન ઈલ્લત્તફસીર" (આ કિતાબમાં તફસીર સિવાય બીજું બધું જ છે) પરંતુ આવી ટિપ્પણી તફસીરે કબીર ઉપર ઘણો મોટો અત્યાચાર છે અને વાસ્તવિકતા પણ એ જ છે જેમકે ઉપર વર્ણન કરવામાં આવ્યું કે, કુર્આનને હલ કરવાના સંદર્ભમાં આ તફસીરનો આધાર ઘણો ઉચ્ચ કક્ષાનો છે. જો કે અમુક સ્થળો પર તેમણે ઉમ્મતના બહુમતથી હટીને કુર્આનની આયતોની તફસીર કરી છે પરંતુ આવા પ્રસંગો આઠ જિલ્દો (ભાગો)માં વહેંચાયેલી તફસીરમાં ખૂબ જ ઓછા છે.

## તફસીરુ બહરિલ મુહીત :

આ તફસીર અલ્લામહ અબૂ હય્યાન ગરનાતી ઉન્દુલુસી (રહ. વફાત હિજરી સન ૭૫૪)ની લખેલી છે. જેઓ ઈસ્લામિક શિક્ષણ સિવાય ઈલ્મે નહ્વ (વ્યાકરણ) અને સાહિત્યિક મૌલિકતામાં તથા ઈસ્લામિક અકાઈદશાસ્ત્રમાં વિશેષ નિપૂણતા ધરાવતા હતા. એટલા માટે તેમની તફસીરમાં નહ્વ અને મૌલિકતાનો રંગ આંખે ઉડીને ચોંટે એમ જગ જાહેર છે. તેઓ દરેક શબ્દોની ચકાસણીમાં, વ્યાકરણના સિદ્ધાંતો અને મૌલિક તથા અકાઈદી (માન્યતા આધારિત) વર્ણનો ઉપર ખાસ ભાર આપે છે.

## અહકામુલ કુર્આન લિલ જસ્સાસ (રહ.) :

આ તફસીર ઈમામ અબૂ બક્ર જસ્સાસ રાઝી (રહ. વફાત હિજરી સન ૩૭૦)ની લખેલી છે. જેમને હનફી મસ્લકના મહાન ફકીહો (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)માં ઉચ્ચતમ્ સ્થાન પ્રાપ્ત છે, તેમની આ કિતાબનું વિષય વસ્તુ કુર્આને કરીમમાંથી ફિક્હી હુકમો અને મસ્અલાઓનું સંપાદન છે. તેમણે સળંગ આયતોની તફસીરના બદલે ફક્ત તે જ આયતોની ફિક્હી વિગતો વર્ણન કરી છે, જે ફિક્હી હુકમો ઉપર આધારિત છે. આ વિષય ઉપર અન્ય અસંખ્ય પુસ્તકો લખવામાં આવ્યા છે પરંતુ તેમની તફસીરની આ કિતાબને તે બધા પુસ્તકોમાં એક આગવું અને ઉચ્ચ કક્ષાનું સ્થાન પ્રાપ્ત છે.

## તફસીરે દૂર્રે મન્સૂર :

આ તફસીર અલ્લામહ જલાલુદ્દીન સુયૂતી (રહ. વફાત હિજરી સન ૯૧૦)ની લખેલી છે અને આ તફસીરનું પૂરું નામ "અદ્દુર્રીલ મન્સૂર ફીત્તફસીર બિલ માષૂર" છે. તેમાં અલ્લામહ સુયૂતી (રહ.)એ તે તમામ રિવાયતોને એકત્રિત કરવાનો પ્રયત્ન કર્યો છે જે કુર્આન શરીફની તફસીરના સંદર્ભમાં તેમને મળી છે. આ અગાઉ ઘણા બધા હદીષવેત્તાઓ દાખલા તરીકે હાફિજ ઈબ્ને જરીર, ઈમામ બગવી, ઈબ્ને મરદુયા, ઈબ્ને હબ્બાન તથા ઈબ્ને માજહ (રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન) વગેરે પોતપોતાની રીતે આવી રિવાયતોનું વર્ણન કરી ચૂક્યા છે. અલ્લામહ સુયૂતિ (રહ.)એ પણ આ બધાની વર્ણન કરેલ રિવાયતોને આ કિતાબમાં એકત્રિત કરી દીધી છે. જો કે, તેમણે રિવાયતો સાથે તેમની સંપૂર્ણ

સનદ વર્ણન કરવાના બદલે ફક્ત તે લેખકના નામનો ઉલ્લેખ કરવાને પૂરતું સમજ્યું છે, જેમાંથી આ રિવાયત પોતાની સનદ સાથે વર્ણવાઈ છે. જેથી જરૂર પડયે તેમાંથી રિવાયતની સનદની ચકાસણી કરી શકાય. જો કે તેમનો હેતુ રિવાયતોના સંગ્રહને એક જગ્યાએ એકત્રિત કરવાનો હતો, એટલા માટે આ કિતાબમાં પણ સાચી અને કમજોર દરેક પ્રકારની રિવાયતો એકત્રિત થઈ ગઈ છે અને સનદની ચકાસણી કર્યા વગર તેમની ઉલ્લેખ કરેલી બધી જ રિવાયતો ભરોસાપાત્ર ગણી શકાય નહીં. અલ્લામહ સુયૂતિ (રહ.) અમુક સમયે દરેક રિવાયત સાથે એ પણ બતાવી દે છે કે, તેની સનદ કયા દરજાની છે, પરંતુ હદીષની ટિપ્પણીઓના સંદર્ભમાં તેઓ ઢીલી પોચી નીતિ અપનાવવા માટે જાણીતા છે. એટલા માટે જેમનું તેમ ભરોસો કરવો મુશ્કેલ છે.

## તફસીરે મઝહરી :

આ તફસીર અલ્લામહ કાઝી સનાઉલ્લાહ સાહેબ પાનીપતી (રહ. વફાત હિજરી સન ૧૨૨૫)ની લખેલી છે અને તેમણે પોતાના શૈખે તરીકત મિરઝા મઝહર જાનેજાનાં દહેલ્વી (રહ.)ના નામ ઉપરથી આ આ તફસીરનું નામ "તફસીરે મઝહરી" રાખ્યું છે. તેમની આ તફસીર ઘણી જ સાદી અને સ્પષ્ટ છે તથા ટૂંકાણ સાથે કુર્આનની આયતોનો ખુલાસો જાણવા માટે ખૂબ જ લાભકારક છે. તેમણે કુર્આનના શબ્દોના ખુલાસાની સાથે સંબંધિત રિવાયતોનો પણ ખૂબ વિગતપૂર્વક ઉલ્લેખ કર્યો છે અને અન્ય તફસીરોના મુકાબલામાં વધારે ચકાસણી કરીને જ રિવાયતો લેવાનો પ્રયત્ન કર્યો છે.

## તફસીરે રૂહુલ્ મઆની :

આ તફસીરનું પુરું નામ "રૂહુલ મઆની ફી તફસીરિલ કુર્આનિલ અઝીમ વસ્સબઈલ મષાની" છે. આ તફસીર બગદાદના પ્રખ્યાત વિદ્વાન અલ્લામહ મહમૂદ આલૂસી (રહ. વફાત હિજરી સન ૧૩૭૦)ની લખેલી છે. આ તફસીર ૩૦ જિલ્દો (ભાગો) પર આધારિત છે. તેમણે પોતાની તફસીરને શક્ય એટલી સર્વગ્રાહી બનાવવાનો પ્રયત્ન કર્યો છે. શબ્દભંડોળ, નહ્વ (વ્યાકરણ), અદબ (સાહિત્ય) અને મૌલિકતા સિવાય ફિક્હ (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર), અકાઈદ (માન્યતા), ફિલસૂફી અને આધ્યાત્મિકતાના વર્ણન સાથે સાથે સંબંધિત

રિવાયતો ઉપર વિસ્તૃત ચર્ચાઓ પણ કરી છે. તેમણે પ્રયત્ન કર્યો છે કે આયતોના સંદર્ભમાં કોઈપણ વિભાગમાં ઉણપ બાકી ન રહી જાય. હદીષની રિવાયતોની બાબતમાં પણ આ લેખક બીજા મુફસ્સિરો (વિવરણકારો) કરતાં ખૂબ કાળજી લઈ રહ્યા છે. એટલા માટે આ એક સર્વગ્રાહી તફસીર છે અને કદાચ કુર્આનની તફસીર બાબતમાં કોઈપણ કામ તેની મદદ વગર હવે પછી શક્ય નહીં બને !

-----------------

# સ્તુતિ

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

اَلْحَمْدُلِلّٰهِ عَدَدَخَلْقِهٖ وَزِنَةَ عَرْشِهٖ وَمِدَادَكَلِمَا تِهٖ وَرِضٰى نَفْسِهٖ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى صفوَةِ رُسُلِهٖ وَخَيْرِخَلْقِهٖ سَيِّدِنَا مُحَمَّدٍوَّاٰلِهٖ وَصَحْبِهٖ وَجَمِيْعِ الْاَنْبِيَاءِ وَالْمُرْسَلِيْنَ ٥

## દુનિયાની સૌથી મોટી નેઅ્મત (ભેટ) કુર્આન શરીફ છે :

કુર્આન શરીફ આ જગતમાં એવી મહાન નેઅ્મત છે કે, સમગ્ર સૃષ્ટિ, પૃથ્વી, આકાશ અને તેના મધ્યે ઉત્પન્ન થનાર પ્રત્યેક પદાર્થ પણ તેની સમકક્ષ નથી.

મનુષ્યની સૌથી મોટી ખુશનસીબી પોતાની યથાશક્તિ કુર્આન શરીફનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે વ્યસ્ત રહેવામાં છે, અને સૌથી મોટી બદ્‌બખ્તી (કમનસીબી) તેનાથી મુખ ફેરવી લેવામાં અને તેને છોડી દેવામાં છે. મુસલમાનોએ હંમેશા આ બાબતની ચિંતા કરવી જરૂરી છે કે, કુર્આન શરીફને સાચા ઉચ્ચારથી અને દરેક પ્રકારની ઉચ્ચારદોષમુક્ત પદ્ધતિથી પઢવામાં આવે અને પોતાના સંતાનોને પણ પઢાવવાનો પ્રયત્ન કરે, અને પછી જેટલા પ્રમાણમાં શક્ય હોય તેના અર્થો તથા હુકમોને સમજે અને તેના ઉપર કાર્યરત રહેવાની ચિંતામાં લાગેલા રહે, તથા તેને પોતાનો જીવનમંત્ર બનાવે. પોતાના ઉત્સાહ અને હિંમત પ્રમાણે તેનો જે કોઈપણ ભાગ પ્રાપ્ત થાય તેને દુનિયાની સૌથી મોટી નેઅ્મત (ભેટ) સમજે.

---

# લેખકનો પરિચય

સમગ્ર સૃષ્ટિમાં પોતાની જાતને તુચ્છ સમજતો હું મુહમ્મદ શફીઅ્ ઈબ્ને મવલાના મુહમ્મદ યાસીન (રહ.) અલ્લાહની એ નેઅ્મતનો શુક્રિયહ અદા કરવા સક્ષમ નથી કે, અલ્લાહ તઆલાએ મારું વતન અને જન્મસ્થળ ઈસ્લામિક જ્ઞાનના કેન્દ્ર દેવબંદને બનાવ્યું અને એવા પિતાના ખોળામાં ઉછેર પામવાની તક આપી કે, જેઓ કુર્આનના હાફિજ અને દીનના આલિમ (વિદ્વાન) હોવાની સાથે સાથે દારુલ ઉલૂમ દેવબંદના હમઉમર હતા અને દારુલ ઉલૂમ દેવબંદના સ્થાપકો એવા મહાન વિદ્વાન ઉલમાના સંસર્ગનો તેમને હંમેશા લાભ મળતો રહ્યો હતો. તેમનું અસ્તિત્વ તે મહાન બુઝુર્ગોના જીવનનું જીવંત વર્ણન જ હતું. તેમની જિંદગી બાળપણથી લઈ મૃત્યુ સુધી દારુલ ઉલૂમ દેવબંદમાં જ પૂરી થઈ, ત્યાં જ શિક્ષણ પ્રાપ્ત કર્યું અને ત્યાં જ મુદર્રિસ (શિક્ષક) તરીકે આખી જિંદગી દીની શિક્ષણની સેવા કરવામાં પસાર કરી દીધી.

નાચીઝનું શરૂઆતનું કુર્આનનું શિક્ષણ વાલિદે મોહતરમની તજવીજથી દારુલ ઉલૂમના કુર્આનના ઉસ્તાદો હાફિજ અબ્દુલ અઝીમ સાહેબ અને હાફિજ નામદાર ખાન સાહેબ (રહ.)ની પાસે થયું અને પછી પોતે વાલિદે મોહતરમની સેવામાં રહી ઉર્દૂ, ફારસી, ગણિત અને અરબીનું પ્રાથમિક શિક્ષણ પ્રાપ્ત કર્યું. પછી હિજરી સન ૧૩૩૧માં દારુલ ઉલૂમના અરબી કલાસમાં કાયદેસરનો પ્રવેશ લઈ અભ્યાસક્રમને તે નિષ્ણાત શિક્ષકોની સેવામાં રહીને પૂરો કર્યો, જે ઉસ્તાદોનો જોટો આજે દુનિયાના કોઈપણ ખૂણામાં મળવો મુશ્કેલ છે. બાળપણથી લઈ પ્રાથમિક અરબી શિક્ષણ સુધી શૈખુલ અરબ વ અજમ સૈયદી હઝરત મવલાના મહમૂદુલ હસન સાહબ શૈખુલ હિન્દ કુદ્દિસ સિર્રુહૂની સેવામાં હાજરી આપી. ક્યારેક ક્યારેક દર્સે બુખારીની અનૌપચારિક હાજરી પણ નસીબ થઈ. માલ્ટાની જેલમાંથી પાછા આવ્યા પછી તેમના જ હાથ મુબારક પર "બયૂઅતે તરીકત" નસીબ થઈ અને અરબી જ્ઞાનનું કાયદેસરનું શિક્ષણ જે બુઝૂર્ગો પાસેથી ઔપચારિક રીતે પ્રાપ્ત કર્યું તેઓમાં હાફિજે હદીષ જામિઉલ ઉલૂમ હઝરત અલ્લામહ મુહમ્મદ અનવરશાહ કશ્મિરી સાહેબ, આરિફ બિલ્લાહ હઝરત

મવલાના મુફતી અઝીઝુર્રહમાન સાહેબ, આલિમે રબ્બાની હઝરત મવલાના સૈયદ અસગર હુસૈન સાહેબ, શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના શબ્બીર અહમદ સાહેબ ઉસ્માની, શૈખુલ અદબ વ ફિક્હ (ઈસ્લામિક સાહિત્ય અને કાયદાશાસ્ત્રના નિષ્ણાત) હઝરત મવલાના મુહમ્મદ એ'ઝાઝ અલી સાહેબ (રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન) અને દુનિયવી તથા વહીના જ્ઞાનના નિષ્ણાત હઝરત અલ્લામહ મુહમ્મદ ઈબ્રાહીમ સાહેબ અને હઝરત મવલાના મુહમ્મદ રસૂલખાં સાહેબ, અફસોસ છે કે આ લખી રહ્યો છું ત્યારે છેલ્લા બે બુઝુર્ગો સિવાય બધા જ આ નષ્ટ થનાર જગતમાંથી કૂચ કરી ગયા છે. અલ્લાહ તઆલા આ બંને બુઝુર્ગોનો છાંયડો આફિયતની સાથે કાયમ રાખે અને વિદ્વાનોને તેમનો લાભ વધારેથી વધારે મેળવવાની તકો મળતી રહે. (૨૩ શાબાન હિજરી સન ૧૩૯૨માં જ્યારે મઆરિફુલ કુર્આનના પૂર્ણ અવલોકનનું કામ શરૂ કર્યું ત્યારે આ બંને બુઝુર્ગો પણ આ દુનિયાથી રુખસત થઈ ગયા. અલ્લાહ તઆલા પોતાની રહમતમાં તેમને છુપાવી લે અને તેમના મરતબાઓને બુલંદ કરે. આમીન.)

ઉસ્તાદો તથા દારુલ ઉલૂમના વડીલોની કૃપાદૃષ્ટિ પ્રથમથી જ મુજ નકામા પર સવિશેષ હતી. હિજરી સન ૧૩૩૬માં નાચીઝે બીજી અન્ય વ્યવસાયલક્ષી કિતાબો "કાઝી" અને "મીરઝાહિદ" તથા "ઉમૂરે આમ્મા" (જનરલ નૉલેજ) વગેરે પઢવાનું શરૂ કર્યું હતું કે, તે જ વર્ષે મને અમુક અભ્યાસક્રમ પઢાવવા માટેની જવાબદારી સોંપવામાં આવી. હિજરી સન ૧૩૩૬ મારૂં વિદ્યાર્થી અને શિક્ષક તરીકેની ભેગી ફરજનું વર્ષ હતું. હિજરી ૧૩૩૭થી કાયદેસર રીતે દારુલ ઉલૂમ દેવબંદમાં શિક્ષક (ઉસ્તાદ)ની સેવામાં લગાવી દેવામા આવ્યો. ૧૨ વર્ષો સુધી સતત વિવિધ વિદ્યાઓ અને કળાઓની સરળ અને કઠિન કિતાબોના શિક્ષણની સેવા આપી. હિજરી સન ૧૩૪૯માં મને સદર મુફતી (મુખ્ય મુફતી)ના હોદ્દા પર નિયુક્ત કરી દારૂલ ઉલૂમના ફતાવા વિભાગની જવાબદારી સોંપવામાં આવી અને સાથે જ અમુક કિતાબો હદીષ અને તફસીરને લગતી પણ પઢાવવાની જવાબદારી ચાલુ રહી. અંતે હિજરી ૧૩૬૨માં પાકિસ્તાનની ચળવળ અને સંઘર્ષ તથા બીજા અન્ય કારણોસર દારુલ ઉલૂમ દેવબંદમાંથી રાજીનામું આપ્યું.

દારુલ ઉલૂમના ૩૬ વર્ષના સેવાકાળ દરમિયાન શિક્ષણ અને ફતાવાની સાથે સાથે ખાસ ખાસ મહત્ત્વના વિષયો ઉપર લેખનનો ક્રમ પણ જળવાયેલો

રહ્યો. આ બધામાં પ્રવૃત્તિમય રહેવા ઉપરાંત દારુલ ઉલૂમના વડીલો સાથેના સંસર્ગના કારણે પોતાના ઉત્સાહ પ્રમાણે કુર્આન અને હદીષથી કંઈક ઘરોબો બંધાઈ ગયો. હઝરત મુજદ્દીદુલ મિલ્લત હકીમુલ ઉમ્મત સય્યદી હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ની સેવામાં ઉપસ્થિત રહેવાની તક તો વિદ્યાર્થીકાળમાં જ મળતી રહેતી હતી, પરંતુ હિજરી સન ૧૩૪૬થી "બયૂઅત" (કરાર)ના નવિનીકરણની સાથે સાથે એમની સેવામાં સતત ઉપસ્થિત રહેવાની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ, જે લગભગ ૨૦ વર્ષો સુધી હઝરતની વફાત રજબ હિજરી સન ૧૩૬૨ સુધી ચાલુ રહી. હઝરતને અલ્લાહ તઆલાએ સર્વ પ્રકારના જ્ઞાન અને કળામાં નિપુણતા ભેટ ધરી હતી, અને તેમાં પણ વિશેષરૂપે તફસીર તથા તસવ્વુફ તેમનો ખાસ રસનો વિષય હતો. આ બંને જ્ઞાનમાં તેમના લખાણો "બયાનુલ કુર્આન", "અત્તકશ્શુફ" તથા "અત્તસર્રુફ" ઉપરાંત અન્ય તસવ્વુફ ઉપર લખાયેલા ચોપાનિયાં તેની સાક્ષી આપે છે. હઝરતને પોતાની છેલ્લી જિંદગીમાં એવી આવશ્યકતા જણાઈ હતી કે, કુર્આનના આદેશો ઉપર કોઈ એવી કિતાબ લખવામાં આવે જેનાથી પ્રવર્તમાન સંજોગોની સમસ્યાઓને પણ જેટલા પ્રમાણમાં કુર્આન શરીફથી સાબિત થાય સ્પષ્ટ કરવામાં આવે. આ કામ જલદી પૂરું કરવાના વિચારથી તેને કેટલાક લોકોમાં વહેંચી દીધું. તેનો એક ભાગ મુજ નાચીઝને પણ સોંપવામાં આવ્યો, જેનો અમુક ભાગ તો હઝરતની હયાતીમાં જ તેમની દેખરેખ હેઠળ લખવામાં આવ્યો અને બાકી હઝરતની વફાત પછી અલ્લાહની મરજીથી પૂર્ણ થઈ ગયો, અને બે જિલ્દો (ભાગો)માં પ્રકાશિત પણ થઈ ગયો. આ સંગ્રહ અરબી ભાષામાં છે.

આ સિલસિલાએ હઝરત (રહ.)ની બરકતથી અલ્હમ્દુલિલ્લાહ કુર્આને કરીમની સાથે એક વિશેષ સંબંધ અને તલબ ઉત્પન્ન કરી દીધી. તે પછી સંજોગો અને પરિસ્થિતિઓએ જિંદગીમાં એક ક્રાંતિનો દરવાજો ખોલી નાંખ્યો. હિજરી સન ૧૩૬૫ એટલે ઈ.સ. ૧૯૪૬માં પાકિસ્તાનનું આંદોલન આખા દેશમાં ફેલાઈ ગયું. હઝરતના ભૂતપૂર્વ ઈરાદાઓ અને હાલના વડીલોના કહેવાથી આ આંદોલનમાં ભાગ લીધો અને બે વર્ષો દિવસ-રાત આ સંઘર્ષમાં પસાર કર્યા. મદ્રાસ (ચેન્નાઈ)થી પેશાવર સુધી અને પશ્ચિમમાં કરાચી સુધી આખા દેશનો પ્રવાસ કર્યો. એટલે પાકિસ્તાનના આંદોલન અને તેનો સંઘર્ષ છેવટે દારુલ ઉલૂમ

દેવબંદમાંથી રાજીનામું આપવા સુધીની પરાકાષ્ઠાએ પહોંચી ગયો. છેવટે અલ્લાહ તઆલાએ મુસલમાનોની આ લાંબા સમયથી પ્રતીક્ષા કરવામાં આવતી ઇચ્છા ફળીભૂત કરી અને હિન્દુસ્તાનના ભાગલા પડીને મુસલમાનો માટે માત્ર ઈસ્લામના નામ ઉપર દુનિયાની સૌથી મોટી ઈસ્લામી સલ્તનત "પાકિસ્તાન"ના નામથી અસ્તિત્વમાં આવી. ઈસ્લામી સલ્તનત, ઈસ્લામી વ્યવસ્થા, ઈસ્લામી કાનૂન વગેરેની વર્ષો જૂની ઇચ્છાઓની ઉમ્મીદ બંધાવા લાગી હતી અને તેની સાથે જ પોતાના વતનને છોડી પાકિસ્તાનને વતન બનાવવાની કશમકશમાં દિલ અટવાતું રહ્યું. પોતાના વતન દેવબંદમાં ઈસ્લામી વિદ્યાકળાના કેન્દ્ર અને ચુનંદા ઉલમાએ ઉમ્મતના સમૂહો ઉપર નજર પડતી તો સઅ્દી શિરાઝી (રહ.)નો આ શે'ર યાદ આવતો.

تولّائے مردانِ ایں پاک بوم

برانگیختم خاطر از شام وروم

*આ પવિત્ર ધરતીના બુઝુર્ગોની સુહબતે (મિત્રતાએ)*

*મારું મન શામ અને રૉમથી ઉચાટ કરી દીધું.*

પરંતુ જ્યારે આ દેશની રાજકીય પરિસ્થિતિ અને હિન્દુસ્તાનમાં મુસલમાનો અને તેમના ભવિષ્ય ઉપર નજર પડતી તો કોઈ ઊજળું પાસું દેખાતું ન હતું. એથી ઊલટું પાકિસ્તાનમાં દરેક પ્રકારની સુધારણા અને સફળતાની આશા દેખીતા કારણોના લઈ નજરે પડતી હતી. એક બાજુ દિલમાં આ કશ્મકશ ચાલુ હતી તો બીજી તરફ આખા દેશમાં અશાંતિ અને ખૂનામરકીની ભયંકર અગનજવાળાઓ ભભૂકી ઊઠી. ----------------

------------------------------------------

------------------------------------------

---------------- આઠ મહિનાઓ પછી આ તોફાનો કંઈક શમ્યા તો મારા ઉસ્તાદે મુહતરમ (આદરણિય શિક્ષક) અને ફોઈભાઈ શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.) અને કેટલાક કરાચીના જિમ્મેદારોએ એવો ઇરાદો કર્યો કે, પાકિસ્તાન માટે ઈસ્લામી બંધારણની એક

બ્લ્યુ પ્રિન્ટ (મુસદ્દો) તૈયાર કરવામાં આવે, જેથી જે હેતુ માટે પાકિસ્તાન બનાવવામાં આવ્યું છે તે જલદીથી અમલમાં આવી જાય. આ ઠરાવ સંદર્ભે કેટલાક ઉલમાએ નાચીઝને પણ હિન્દુસ્તાનથી કરાચી આવવાનું આમંત્રણ આપ્યું. ૨૦ જમાદિઉલ આખર હિજરી સન ૧૩૬૭, ૧લી મે ઈ.સ. ૧૯૪૮નો દિવસ મહાન ક્રાંતિનો દિવસ હતો. જેમાં પોતાના માદરે વતન અને વિદ્યાના કેન્દ્ર દેવબંદને અલ્લાહ હાફિઝ કહી ફક્ત નાના બાળકો અને તેમની વાલિદહને સાથે લઈ પાકિસ્તાન તરફ પ્રયાણ કર્યું. વાલિદહ મોહતરમા અને બીજા સંતાનો તથા સગા–વહાલાંઓ અને ઘર–બાળ છોડવાના કરુણ દશ્યો તથા જેવી રીતે જઈ રહ્યો છું, ત્યાં એક ગરીબુલ વતનની હૈસિયતથી સમય વિતાવવાની મુશ્કેલીઓની સાથે એક નવી ઈસ્લામી હકૂમતના અસ્તિત્વ અને તેમાં દીની વલણોને અમલમાં લાવવા માટેની સારી આશાઓના હર્ષ અને દુ:ખ મિશ્રિત લાગણીઓ, કલ્પનાઓ અને કશ્મકશ.............!!!

દિલ્હી અને અમુક સ્થળોએ ઉતરીને ૨૬ જમાદિઉલ આખર હિજરી સન ૧૩૬૭, ૬ મે ૧૯૪૮ના દિવસે અલ્લાહ તઆલાએ પાકિસ્તાનની હદોમાં પહોંચાડી દીધો અને કરાચી જાણે–અજાણે પોતાનું વતન બની ગયું. અહીંયાં આવ્યા પછી ૧૫ વર્ષ અને ૩ મહિનાથી વધારે સમય પસાર થઈ ચૂક્યો છે. આ ૧૫ વર્ષોમાં શું કર્યું અને શું જોયું, એની એક ખૂબ લાંબી દાસ્તાન છે. અત્રે એ બધું લખવાનો આ પ્રસંગ નથી પરંતુ એક વાત ચોક્કસ છે કે, જે હેતુ માટે પાકિસ્તાનની જરૂરત ઉપસ્થિત થઈ હતી અને જેના માટે બધું જ છોડી સર્વસ્વની કુર્બાની આપી હતી. સરકારોના કાવા–દાવાઓમાં તેની સ્થિતિ ફક્ત એક સુંદર સ્વપ્નથી વધુ બાકી ન રહી.

بلبل ہمہ تن خوں شد وگل شد ہمہ تن چاک

اے وائے بہارے اگر این ست بہارے

*બુલબુલનું સંપૂર્ણ શરીર લોહીલુહાણ થઈ ગયું અને ફૂલની કળી–કળી વિખરાઈ ગઈ;*

*જો આવી જ વસંત આવવાની હતી તો આવી વસંત ઉપર હજારવાર અફસોસ !*

પાકિસ્તાન સરકારની કાર્યપદ્ધતિથી કોઈ દીની ક્રાંતિ અને સુધારણાની

આશા ફક્ત દીવાસ્વપ્ન બનતી જાય છે ! જો કે સામાન્ય મુસલમાનોમાં દીની જાગૃતિ અને દીનના હુકમોનો અહેસાસ અલ્હમ્દુલિલ્લાહ ! હજુ સુધી જિંદગીની મહામૂલી મૂડી તરીકે બાકી રહ્યો છે અને એમાં દીની સુધારાવાદીઓ તથા મુત્તકી લોકોની અલ્હમ્દુલિલ્લાહ હજૂ ઘણી મોટી સંખ્યા મૌજૂદ છે. આ લોકો જ હવે આશાના કિરણો છે, જેમણે દીનની સેવાના રસ્તાઓ ખુલ્લા રાખ્યા છે.

સરકારી સ્તર પર સુધારણાના પ્રયત્નો ઉપરાંત સામાજિક સ્તરે થતી મહેનતો અને પ્રયત્નો તથા તેના માટે કેટલીક દીની સંસ્થાઓની સ્થાપના જે શરૂઆતથી દીલી ઇચ્છા રહી હતી, તેની શરૂઆત હિજરી સન ૧૩૭૦, ઈ.સ. ૧૯૫૦માં એવી રીતે થઈ કે, આરામ બાગ કરાચી નજીક આવેલ મસ્જિદે બાબુલ ઈસ્લામમાં દરરોજ સવારમાં દર્સે કુર્આન શરૂ થયો અને દરેક સ્થળોએથી આવતા સવાલોના જવાબોમાં જે ફતાવાઓ સતત લખવામાં આવતા હતા, તેને નકલ કરીને રવાના કરવામાં આવતા હતા, તેની વ્યવસ્થા હવે આ જ મસ્જિદમાં એક દારુલ ઈફતાની સ્થાપના સ્વરૂપે સામે આવી. આ દર્સે કુર્આન આશાથી વધુ લાભકારક અને અસરકારક સાબિત થયો. સાંભળનારાઓની જિંદગીમાં ક્રાંતિના અણસાર દેખાવા લાગ્યા. નાચીઝને જિંદગીનો એક મકસદ મળી ગયો. ફજરની નમાઝ પછી દરરોજ એક કલાકના અમલથી સાત વર્ષોમાં અલ્હમ્દુલિલ્લાહ દર્સે કુર્આન સંપૂર્ણ થયો.

અહીંયાં સુધીની તમહીદ (પ્રસ્તાવના) હિજરી સન ૧૩૮૩માં ત્યારે લખવામાં આવી હતી જયારે કે તફસીરે મઆરિફુલ કુર્આનને પુસ્તક સ્વરૂપે લાવવાનો ઈરાદો કર્યો હતો. પછી હિજરી સન ૧૩૮૮ સુધી આ ક્રમ મુલતવી રહ્યો. હિજરી સન ૧૩૮૮થી તેના ઉપર કામ શરૂ થયું, જે હિજરી સન ૧૩૯૨માં પાંચ વર્ષોમાં સંપૂર્ણ થઈ ગયું. આ પ્રસ્તાવનાનો આગળ આવી રહેલો ભાગ તફસીર સંપૂર્ણ થયા પછી હિજરી સન ૧૩૯૨માં લખવામાં આવ્યો.

---

# તફસીરે "મઆરિફુલ કુર્આન" અસ્તિત્વમાં આવવાના કુદરતી કારણો

નાચીઝ ગુનેહગારની હિંમત ક્યારેય પણ ન હતી કે, કુર્આન શરીફની તફસીર લખવાનો ઈરાદો કરૂં, પરંતુ તકદીરે તેના કારણો એવી રીતે શરૂ કર્યા કે, રેડિયો પાકિસ્તાનથી દરરોજ પ્રસારિત થનારા દર્સે કુર્આન માટે મને ભલામણ કરવામાં આવી, જેને અમુક કારણોસર સ્વીકારી ન શક્યો, પછી તેમણે એક બીજી ભલામણ કરી કે દરરોજ પ્રસારિત થતા દર્સના ક્રમમાં અલગથી એક અઠવાડિક દર્સ "મઆરિફુલ કુર્આન"ના નામથી ચાલુ કરવામાં આવે, જેમાં સમગ્ર કુર્આનની તફસીર નજર સમક્ષ ન હોય બલકે આમ મુસલમાનોની વર્તમાન આવશ્યકતાને ધ્યાને રાખી ખાસ-ખાસ આયતોને નક્કી કરી તેની તફસીર અને સંબંધિત હુકમોનો ઉલ્લેખ થયા કરે. નાચીઝે તેને એક શરત પર મંજૂર કરી લીધું કે, દર્સનું કોઈ વળતર નહીં લઉં અને કોઈ એવી શરત મંજૂર નહિ રાખું જેને હું દર્સે કુર્આન માટે યોગ્ય સમજતો ન હોય. મારી આ શરતો મંજૂર રાખવામાં આવી.

અલ્લાહ તઆલાના નામથી આ દર્સ "મઆરિફુલ કુર્આન" ૩ શવ્વાલ હિજરી સન ૧૩૭૩, ૩ જુલાઈ ઈ.સ. ૧૯૫૪થી શરૂ કર્યો અને લગભગ ૧૧ વર્ષ પાબંદીથી ચાલુ રહ્યો. અહીંયાં સુધી કે, ૧૯૬૪માં રેડિયો પાકિસ્તાને પોતાની નવી પૉલિસી (નીતિ) હેઠળ આ દર્સને બંધ કરી દીધો. આ દર્સે "મઆરિફુલ કુર્આન" ૧૩માં સિપારા (ભાગ) અને સૂરએ ઈબ્રાહીમ ઉપર બંધ કરવામાં આવ્યો. જેમાં આ ૧૩ સિપારાઓની સંપૂર્ણ તફસીર ન હતી. બલકે, અમુક ખાસ ચૂંટી કાઢેલી આયતોની તફસીર હતી. નાચીઝે એવી આયતોને સામેલ ન કરી હતી જે માત્ર વિદ્વતાપૂર્ણ વિષયો ઉપર આધારિત ગહન અર્થવાળી છે અને રેડિયોની તકરીરના માધ્યમથી તેને લોકોને સમજાવવું મુશ્કેલ કામ હતું.

જે વખતે આ કાર્ય શરૂ કરી રહ્યો હતો તેની દૂર દૂર સુધી કોઈ કલ્પના ન હતી કે, તે કોઈ સમયે આ તકરીર પુસ્તકના સ્વરૂપમાં એક સંપૂર્ણ તફસીર સ્વરૂપે પ્રકાશિત થશે, પરંતુ થયું એમ કે જ્યારે આ દર્સ રેડિયો ઉપર પ્રસારિત થવાનું શરૂ

થયું તો પાકિસ્તાનના બધા પ્રદેશોમાં અને એથી વિશેષ વિદેશોમાં આફ્રિકા, યુરોપ વગેરેમાં વસવાટ કરનારા મુસલમાનો તરફથી અસંખ્ય પત્રો રેડિયો પાકિસ્તાનને અને ખુદ મુજ નાચીઝને મળ્યા. જેના દ્વારા જાણવા મળ્યું કે, ઘણા બધા દીનદાર તથા આધુનિક શિક્ષણ પ્રાપ્ત કરેલ મુસલમાન આ દર્સે "મઆરિફુલ કુર્આન" સાથે દિલી લગાવ ધરાવે છે. આફ્રિકામાં આ દર્સ રાતના છેલ્લા પહોરમાં અથવા તો સુબ્હે સાદિકના સમયે પહોંચતો હતો એટલે ત્યાંના લોકોએ તેને ટેપ રેકોર્ડર દ્વારા રેકોર્ડ કરીને પાછળથી બધાંને વારાફરતી સંભળાવવાનો નિયમ બનાવ્યો, અને ઘણે ઠેકાણે એવી માંગણી થવા લાગી કે આ દર્સને પુસ્તક સ્વરૂપે પ્રકાશિત કરવામાં આવે. આમ મુસલમાનોના આ શોખે મુજ નાચીઝની હિંમત વધારી દીધી. બીમારી તથા કમજોરી હોવા છતાં ૧૧ વર્ષો સુધી આ ક્રમ ઘણી જ પાબંદીથી ચાલુ રહ્યો. હિજરી સન ૧૩૮૩ અને ઈ.સ. ૧૯૬૪માં જ્યારે દર્સનો ક્રમ પૂર્ણ થયો તો ઘણા લોકો તરફથી એવી માંગણી થઈ કે, જેટલું થઈ ગયું છે તેને કિતાબના સ્વરૂપમાં પ્રકાશિત કરવામાં આવે અને વચ્ચે જે આયતો બાકી રહી ગઈ છે તેની પૂર્ણતા પણ કરી દેવામાં આવે. અલ્લાહના નામથી ઈરાદો કરી લીધો કે, વર્તમાન તફસીર ઉપર પુનઃ અવલોકન અને વચ્ચે બાકી રહેલ આયતોની પૂર્ણતાનું કાર્ય આરંભી દેવામાં આવે. તે પ્રમાણે ૧૬ સફર હિજરી સન ૧૩૮૩માં સૂરએ ફાતિહાની તફસીર ઉપર પુનઃ અવલોકન સંપૂર્ણ થઈ ગયું અને સૂરએ બકરહ ઉપર કામ શરૂ કર્યું. તેમાં અહકામની ઘણી મુશ્કેલ આયતો છે, જે રેડિયો ઉપર પ્રસારિત થતા કાર્યક્રમમાં ન હતી. આ કામ ઘણી જ મહેનત અને ફુરસદ માંગી લે તેવું હતું. ખૂબ જ વ્યસ્તતા અને બીમારીએ ફુરસદ ન આપી અને લગભગ આ કામ ઘોંચમાં પડી ગયું.

## બીમારી તફસીરની પૂર્ણતાનું કારણ બની ગઈ :

હિજરી સન ૧૩૮૮ના શાબાનમાં નાચીઝના કમજોર બદનમાં એક ફોલ્લી દેખાઈ અને તે ધીમે ધીમે મોટી થતી ગઈ. છેવટે રમઝાનમાં તેણે ઊભા રહેવાથી પણ અશક્ત કરી દીધો. છેલ્લા આઠ રોઝા પણ કઝા થયા. ઘરમાં બેસીને નમાઝ પઢવા લાગ્યો. ઉપરાંત પગમાં વા નું જૂનું દર્દ પણ શરૂ થયું, તેનો ઈલાજ જે શરૂઆતમાં સફળ થઈ જતો હતો તે પણ હવે અસફળ રહેતો અને દિવસો સુધી પગ અપંગ જેવા થઈ ગયા. લગભગ દશ મહિના આવી જ અશક્તિ

અને બીમારીની સાથે મૌત અને જિંદગી વચ્ચેની કશ્મકશમાં પસાર થઈ ગયા. જ્યારે ચાલવા અને હરવા-ફરવાથી બિલકુલ મા'ઝૂર થઈ ગયો અને જીવનની આશા પણ ધૂંધળી થઈ ગઈ, અફસોસ થવા લાગ્યો કે આ તફસીરના પાના જે રીતે થઈ ચૂક્યા છે તેના ઉપર પુનઃ અવલોકન અને તેને સંપૂર્ણ કરવાનું કામ પણ પૂર્ણ ન થઈ શક્યું. હવે, આ પાનાઓ એમ જ બરબાદ થઈ જશે. અલ્લાહ તઆલાએ દિલમાં હિંમત અતા ફરમાવી અને શવ્વાલ હિજરી સન ૧૩૮૮ના છેવટમાં બીમારીના ખાટલા ઉપર જ આ કામ શરૂ કરાવી દીધું. ૨૫ જિલ્કદ હિજરી સન ૧૩૮૮ના દિવસે સૂરએ બકરહ સંપૂર્ણ થઈ પ્રકાશન માટે પહોંચી ગઈ. તે પછી બીમારી અને મા'ઝૂરીની હાલતમાં જ આ કામ ધીમે-ધીમે, ક્રમે ક્રમે ચાલતું રહ્યું. અલ્લાહ તઆલાએ તેની બરકતથી દશ મહિનાઓ પછી મા'ઝૂરી પણ દૂર કરી દીધી તો રજબ હિજરી સન ૧૩૮૯માં કામ ઝડપી થઈ ગયું, પરંતુ તેની સાથે જ દેશમાં (પાકિસ્તાન) નવી ચૂંટણીએ તોફાનોનો માહોલ ઊભો કરી દીધો. જો કે હું લાંબા સમયથી રાજકારણથી બિલકુલ અલિપ્ત રહ્યો હતો, પરંતુ આ ચૂંટણીઓએ પાકિસ્તાનમાં શુદ્ધ ઈસ્લામી સરકારના બદલે કોમ્યુનિઝમ (સામ્યવાદ) અને સોશ્યાલિઝમ (સમાજવાદ) ફેલાઈ જવાનો ભય મંડરાવા લાગ્યો. સોશ્યાલિઝમને ઈસ્લામમાં ખપાવવા માટે મહેનતો થવા લાગી અને સભાઓ-રેલીઓ વગેરે દ્વારા પ્રચાર થવા લાગ્યો. આ સમસ્યાની ગંભીરતાએ ફરી એક વખતે પ્રેરણા આપી કે, ઓછામાં ઓછું સોશ્યાલિઝમ અને ઈસ્લામમાં તફાવત કરવા અને સોશ્યાલિઝમના ખતરનાક પરિણામોથી કૌમને સાવધાન કરવાની મર્યાદા સુધી આ રાજકીય મેદાનમાં ભાગ લેવો જોઈએ. એટલા માટે લેખિત આર્ટિકલો (લેખો) પણ લખવા પડ્યા અને પૂર્વ તથા પશ્ચિમી પાકિસ્તાનના મહત્ત્વના સ્થળોએ સભાઓમાં ભાગ પણ લેવો પડ્યો. સમસ્યાનો ખુલાસો આવશ્યકતા અનુસાર પૂર્ણ થઈ ગયો, પરંતુ રાજકીય મૈદાનમાં સમસ્યાઓ અને વાસ્તવિકતાઓથી વધારે દાબ-દબાણ અને રાજકીય પ્રભાવ કામ કરતો હોય છે. ચૂંટણીઓનું પરિણામ બિલકુલ વિરોધાભાસી અને ધાર્યા કરતાં જુદું આવ્યું. તેની અસર હેઠળ પાકિસ્તાનમાં જે અધોગતિ આવવાની હતી તે આવી ગઈ.

وَلِلّٰهِ الْاَمْرُ مِنْ قَبْلُ وَمِنْ بَعْدُ ،

ચૂંટણીઓ પછી નાચીઝે ફરી એકવાર રાજકારણથી અલિપ્ત થઈને પોતાનું કામ શરૂ કરી દીધું. અલ્હમ્દુલિલ્લાહ ! અલ્લાહની મહેરબાનીથી રજબ હિજરી સન ૧૩૯૦ સુધી "મઆરિફુલ કુર્આન"ના ૧૩ સિપારાઓ ઉપર પુનઃ અવલોકન તથા વચ્ચેની છૂટી ગયેલી આયતોની તફસીરો પણ પૂર્ણ થઈ ગઈ અને વધુમાં સૂરએ ઇબ્રાહીમથી સૂરએ નહ્લ સુધી બે સિપારાઓની તફસીર પણ લખાઈ ગઈ. હવે, કુર્આન શરીફ અડધાની આસપાસ થઈ ગયું તો અલ્લાહ તઆલાએ હિંમત અર્પણ કરી અને...... બાકી રહેલ કુર્આનની તફસીર લખવાનું શરૂ કર્યું. તે વખતે તેની કોઈ કલ્પના પણ ન હતી કે, ૭૫ વર્ષની ઉંમર અને લાંબા વિરામ પછી, ઉપરાંત વિવિધ પ્રકારની બીમારીઓની હાલતમાં પણ આ તફસીર પૂર્ણ થઈ શકશે. પરંતુ એવું સમજીને કે, કુર્આન પૂર્ણ કરવાનો હેતુ નથી પરંતુ પોતાની જિંદગીને કુર્આનમાં પૂર્ણ કરવી છે ! અલ્લાહના નામથી આ ક્રમ શરૂ કરી દીધો. શાબાન ૧૩૯૦ હિજરીથી સૂરએ બની ઇસ્રાઈલની તફસીર શરૂ થઈ અને ૨૩ સફર ૧૩૯૧ની કુર્આનની ચોથી મંઝિલ સૂરએ ફુરકાન ૧૯માં સિપારા સુધી પૂર્ણ થઈ ગઈ. આગળ ઉપર કુર્આનની ત્રણ મંઝિલો એટલે કે ૧/૩ કુર્આન બાકી હતું. ઉંમરની કમજોરી તથા વિવિધ પ્રકારની બીમારીઓના કારણે એવો વિચાર આવતો હતો કે, કદાચ આ કામ હું પૂર્ણ નહિ કરી શકું, પરંતુ વચ્ચેની પાંચમી અને છઠી મંઝિલ અરબીમાં લખી દીધી છે, જે પ્રકાશિત પણ થઈ ચૂકી છે. જો હું તેને ન લખી શક્યો હોત તો મારા પછી પણ અલ્લાહનો કોઈ નેક બંદો આ "અહકામુલ કુર્આન"ની તફસીરને ઉર્દૂમાં ભાષાંતર કરીને આ વિભાગ પૂર્ણ કરી દેશે અને તેની વસિયત પણ કેટલાક લોકોને કરી દીધી અને વચ્ચેની આ બે મંઝિલો છોડીને છેલ્લી સાતમી મંઝિલ સૂરએ કાફથી લખવાની શરૂ કરી દીધી. અલ્લાહ તઆલાની મદદથી ૧૨ રબીઉલ અવ્વલ હિજરી સન ૧૩૯૧થી શરૂઆત કરી શવ્વાલ ૧૩૯૧ હિજરી સુધીમાં આ છેલ્લી મંઝિલ પૂરી થઈ ગઈ. ફક્ત "મુઅવ્વઝતઈન" એટલે કે છેવટની બે સૂરતો (સૂરએ ફલક અને સૂરએ નાસ) છોડી દીધી.

હવે, વચમાં બે મંઝિલો સૂરએ શુઅ્રા અને સૂરએ હુજરાત સુધીની બાકી હતી. અલ્લાહના નામથી તેનું કાર્ય પણ આરંભી દીધું. તેમાં સૂરએ સ્વાદ, સાફફાત, ઝુખ્રુફ તો નેક ફરજંદ મૌલ્વી મુહમ્મદ તકી સલ્લમહૂથી લખાવી અને

પોતે તેના ઉપર પુનઃ અવલોકન કરી પૂર્ણ કર્યું. બાકી સૂરતો પોતે લખવાની શરૂઆત કરી અને કુર્આન મજીદનો લગભગ દોઢ સિપારો બાકી રહી ગયો હતો કે, ૨૪ રબીઉલ આખર હિજરી સન ૧૩૯૨, ૮ જુન ૧૯૭૩માં મને એક દિલની બીમારી થઈ અને મૌતનો નકશો આંખો સામે ઘુમવા લાગ્યો. જોનારા થોડીવારનો મહેમાન સમજતા હતા, બેહોશીની હાલતમાં કરાચીના હૃદય રોગના દવાખાનામાં ભરતી કરી દેવામાં આવ્યો. ત્રણ દિવસ પછી ડૉક્ટરોએ કંઈક સંતોષ જાહેર કર્યો. જ્યારે તબિયત થોડી સારી થઈ તો બાકી રહેલ તફસીરનો વિચાર એક હસરત બની ગયો. વહાલા પુત્ર મૌલ્વી મુહમ્મદ તકી સલ્લમહૂને વસિયત કરી કે, બાકીનો ભાગ તે પૂર્ણ કરી દે. એવી રીતે દિલનો ભાર હળવો કરી દીધો. અલ્લાહનો લાખ લાખ અહેસાન છે, અલ્લાહે આ બીમારીથી પણ સંપૂર્ણ તંદુરસ્તી અર્પણ કરી અને ત્રણ મહિના પછી એટલી શક્તિ આવવા લાગી કે કંઈ લખી–વાંચી શકાય. પરંતુ થોડુંક કામ કરવાથી દિમાગ, દિલ અને આંખો બધું જ થાકી જતું હતું. ફક્ત અલ્લાહ તઆલાનો ફઝલો કરમ જ હતો કે, તેણે આ હાલતમાં બાકીની તફસીર ૨૧ શાબાન હિજરી સન ૧૩૯૨, શનિવારના દિવસે પૂર્ણ કરાવી દીધી અને યોગાનુયોગ એ જ દિવસ મારો જન્મ દિવસ (હિજરી સન ૧૩૧૪) પણ હતો. આ દિવસે મારી ઉંમર ૭૭ મંઝિલો પસાર કરીને ૭૮માં વર્ષ તરફ આગળ વધી.



આ તફસીરની શરૂઆત હિજરી સન ૧૩૮૮માં સખત બીમારીમાં થઈ અને પાંચ વર્ષ પછી સખત લાંબી માંદગીમાં જ હિજરી સન ૧૩૯૨માં તે પૂર્ણ થઈ. આ પાંચ વર્ષો છેલ્લી ઉંમરની શારીરિક અશક્તિ, વિવિધ પ્રકારની બીમારીઓના હુમલાઓ અને દેશમાં બદલાતા પ્રવાહના હંગામાઓનું વર્ષ હતું, તેમાં અલ્લાહ તઆલાએ આ તફસીરના લગભગ ૭૦૦૦ પાનાઓ મુજ નાચીઝની કલમથી લખાવી દીધા. [તે પણ એવી પરિસ્થિતિમાં જ્યારે કે દારુલ ઉલૂમના સંચાલનની જવાબદારીઓ અને ફતાવાઓની આગવી સેવાઓ ઉપરાંત બીજા મહત્ત્વના વિષયો ઉપર દશ નાની તથા વિસ્તારપૂર્વક કિતાબો લખવામાં આવી, જે પ્રકાશિત પણ થઈ ચૂકી છે. ૧. અહકામુલ હજ્જ :– જે ટૂંકી અને સરળ હોવાની સાથે સાથે સર્વગ્રાહી અને જરૂરી હુકમોનો સંગ્રહ છે. ૨. અલ યવાકીતૂ ફી અહકામિલ મવાકીતૂ :– (મવાકીતે હજ્જ અને જીદ્દહથી એહરામ

સુધીની હકીકત), ૩. મિન્હાજુલ ખયર ફિલ હજ્જિ અનિલ ગયબ (હજ્જે બદલના હુકમો), ૪. મકામે સહાબા (સહાબા રદિ.ના "મુશાજરાત"–મતભેદો અને સહાબા રદિ.ના ન્યાયની અદાલતો, સંપૂર્ણ ચર્ચા અને સલફે સાલિહીનની કાર્ય પ્રણાલી), ૫. ઈસ્લામી ઝબીહા (ઝબીહા :– અલ્લાહના નામ પર હલાલ કરવામાં આવેલ પશુ–પક્ષીના વિસ્તારપૂર્વકના હુકમો. યહૂદી અને ઈસાઈઓના ઝબીહાની ચર્ચા અને ભેળસેળ કરવામાં આવેલ બાબતોનો રદિયો), ૬. આ'જાએ ઈન્સાનીકી પેવન્દકારી (અંગ પ્રત્યારોપણ), ૭. બીમાએ જિંદગી (જીવન વીમો), ૮. પ્રોવિડન્ટ ફંડ, ૯. ઈસ્લામ ઔર સોશ્યાલિઝમ (સમાજવાદ) અને ૧૦. ઈસ્લામી નિઝામમેં ઈક્તેસાદી ઈસ્લાહાત (ઈસ્લામી શાસન વ્યવસ્થામાં આર્થિક સુધારાઓ)].

اِنَّ الْمقَادِ يُرَاِذَاسَاعَدَتْ اَلْحَقَتِ العَاجِزَ بِا لْقَادِرِ

*"જ્યારે તકદીરે ઈલાહી મદદ કરે છે તો લાચારને શક્તિશાળી સાથે મેળવી આપે છે."*

જ્ઞાન અને અમલીકરણ પહેલેથી જ નામ પૂરતું રહી ગયું હતું. આ ઘડપણ અને કમજોરી, બીમારી અને વ્યસ્તતા તથા જવાબદારીઓએ તે રહી સહી કસર પૂરી કરી દીધી. આવી પરિસ્થિતિમાં કોઈ લેખન પ્રવૃત્તિ અને તે પણ વિશેષરૂપે કુર્આન શરીફની તફસીરનો ઈરાદો કરવો એક મોટી કુચેષ્ટા હતી. સંતોષ તેનો હતો કે, આમાં મારી પોતાની કોઈ વસ્તુ નથી. ઉચ્ચ કોટીના આલિમો તથા સલફે સાલિહીનની તફસીરોનો ખુલાસો સરળ ભાષામાં કરી ભણેલા ગણેલા લોકોને તેનાથી પરિચિત કરાવવા એ જ મારી તમામ મહેનતોનો મુખ્ય હેતુ હતો. મેં જિંદગીના છેલ્લા પાંચ વર્ષોની મહેનત એ ઈચ્છાથી કરી છે કે, આધુનિક યુગના મુસલમાનો જેઓ મોટેભાગે જ્ઞાનપૂર્ણ વ્યાખ્યાઓ અને ભાષાકીય વિદ્વતાથી અજાણ છે, જેથી હું વડીલોની તફસીરો એમના માટે સમજી શકાય એ પ્રમાણે કરી આપું તો કદાચ આ યુગના મુસલમાનોને તેનાથી લાભ પહોંચે અને મારા માટે આખિરતનું ભાથું બની જાય. સંશોધનકાર ઉલમા પોતાના સંશોધનના ગુણો બતાવે છે પરંતુ મુજ નાચીઝે પોતાની અજ્ઞાનતાને એમના પરદા પાછળ છુપાવી દીધી છે. અલ્લાહ તઆલા મારી સાથે રહેમનો વર્તાવ કરે અને મુજ નાચીઝની

સેવાને કબૂલ ફરમાવે જેમાં કોઈ વિદ્વતાપૂર્ણ ગુણોની કોઈ વિશિષ્ટતા નથી. જો કે, પોતાની જાતને ખૂબ થકાવી છે અને થાકવું પણ અલ્લાહની તૌફીકથી જ થયું છે નહિતર મારી શું મજાલ કે એક ડગલું પણ ચાલું ? કાશ ! અલ્લાહ તઆલા મારા આ થાકવા પર અમીદષ્ટિ કરે અને મારી ભૂલોને જે કિતાબે કરીમનો હક અદા કરવામાં થઈ હોય, મા'ફ ફરમાવે અને તેને કબૂલ કરે. આમીન.

نہ بحرف ساختہ سر خوشم ؛ نہ بہ نقش بستہ مشوشم

نفسے بیادِ تو مے زنم ؛ چہ عبارت و چہ معانیم

કિતાબના લેખનની આ લાંબી વાર્તા મુજ નાચીઝના માટે એક યાદગીરી તથા અલ્લાહનો શુક્રિયા અદા કરવા માટે ઉલ્લેખ માત્ર છે. પરંતુ આ વાર્તા સામાન્ય લોકોના રસનો વિષય નથી. તે છતાં પણ તેને લખ્યું છે કે, લોકો મારી આ કુચેષ્ટાના બહાનાથી વાકેફ થઈ જાય.

જેમકે, અગાઉ ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે કુર્આનની તફસીર ઉપર એક આગવા લેખનની ચેષ્ટા કરવાની મારા માટે દૂર દૂર સુધી કોઈ શક્યતા ન હતી. પરંતુ અનૌપચારિક રીતે તેના સબબો બનતા ચાલ્યા ગયા. જો કે, એક લાંબા સમય સુધી એક ઇચ્છા દિલમાં હતી કે, હકીમુલ ઉમ્મત મુજદ્દીદુલ મિલ્લત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ની તફસીર "બયાનુલ કુર્આન" જે અજોડ અને ટૂંકી પરંતુ સર્વગ્રાહી તફસીરોનો નિચોડ છે, પરંતુ તે વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાઓ આધારે લખવામાં આવી છે. આજકાલના લોકો તેનાથી જોઈએ એટલો ફાયદો ઉઠાવી નથી શકતા, તો તેના વિષયોને સરળ ભાષામાં રજૂ કરવામાં આવે, પરંતુ આ કામ પણ ખૂબ મહેનત અને ખૂબ ફુરસદ માંગી લેતું કામ છે. પાકિસ્તાનમાં આવતા પહેલાં થોડું કામ શરૂ પણ કર્યું હતું પછી રહી ગયું હતું. "મઆરિફુલ કુર્આન"ના આ લેખનથી અલ્હમ્દુલિલ્લાહ ! આ તમન્ના પણ પૂરી થઈ ગઈ કેમકે, આ તફસીરનો આધાર નાચીઝે "બયાનુલ કુર્આન"ને જ બનાવ્યો છે, જેનો ખુલાસો આગળ ઉપર આવે છે.

---

# "મઆરિફુલ કુર્આન"ની વિશેષતાઓ અને અગત્યની જરૂરી બાબતો

(૧) કુર્આનની તફસીર જે અરબી ભાષા સિવાય બીજી અન્ય ભાષામાં હોય તેમાં સૌથી મહત્ત્વની જે કાળજી રાખવી જોઈએ તે કુર્આનનું ભાષાંતર છે. કારણ કે, તે અલ્લાહનું કલામ છે, તેમાં બિલકુલ ક્ષુલ્લક નજીવો વધારો ઘટાડો પણ પોતાના તરફથી કરી શકાય નહીં, એટલા માટે મેં પોતે પણ તરજુમો લખવાની હિંમત નથી કરી અને તેની આવશ્યકતા પણ નથી. કેમકે, મોટા મોટા ઉલમાએ કિરામે આ કામ ખૂબ જ કાળજીપૂર્વક પૂરું કર્યું છે. અને ઉર્દૂ ભાષામાં આ સેવા સૌ પ્રથમ હઝરત શાહ વલિયુલ્લાહ દહેલ્વી (રહ.)ના બે સુપુત્રો હઝરત શાહ રફીઉદ્દીન (રહ.) અને હઝરત શાહ અબ્દુલ કાદિર (રહ.)એ પોતપોતાની રીતે પૂર્ણ કર્યું છે. શરૂઆતના તરજુમામાં બિલકુલ શબ્દ પ્રમાણે તરજુમાની શૈલી અપનાવામાં આવી છે. ઉર્દૂ રૂઢિપ્રયોગોને પણ ગણત્રીમાં લીધા નથી અને સૌથી વિશિષ્ટ શૈલીમાં કુર્આનના શબ્દોનો ઉર્દૂમાં અનુવાદ કર્યો છે. બીજા તરજુમામાં શાબ્દિક અર્થો સાથે સાથે ઉર્દૂ રૂઢિપ્રયોગોને પણ ગણત્રીમાં લીધા છે. આ કામ હઝરત શાહ અબ્દુલ કાદિર (રહ.) એ મસ્જિદમાં એઅતિકાફમાં રહીને પૂરું કર્યું છે. અહીંયાં સુધી કે, તેમનો જનાઝો પણ મસ્જિદમાંથી જ નીકળ્યો છે. દારૂલ ઉલૂમ દેવબંદના પ્રથમ સદર મુદર્રિસ (મુખ્ય શિક્ષક) હઝરત મવલાના મુહમ્મદ યાકૂબ સાહેબ (રહ.) ફરમાવે છે કે, નિઃશંક અલ્લાહના કલામનો અનુવાદ કરવો માણસની શક્તિ બહારની વાત છે કે, તેનો અક્ષરસઃ અનુવાદ કરી શકે. શયખુલ અરબ વલ અજમ સય્યદી હઝરત મવલાના મહમૂદુલ હસન સાહેબ (રહ.)ને પોતાના સમયમાં જ્યારે આ બાબતની જરૂર જણાઈ કે, ઘણા બધા રૂઢિપ્રયોગો (કહેવતો)ના અર્થ બદલાઈ જવાના કારણે અમુક જગ્યાએ (અનુવાદ)માં (વ્યાકરણની દષ્ટિએ ભાષાકીય) સુધારા-વધારા કરવા જોઈએ તો તેમણે જે સેવા કરી, તે "તરજુમા શયખુલ હિન્દ"ના નામથી પ્રખ્યાત થયું. નાચીઝે કુર્આન શરીફની પ્રસ્તુત તફસીરમાં જેમનો તેમ આ અનુવાદનો ઉપયોગ કર્યો છે.

(૨) સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ મૂળ તફસીર "બયાનુલ કુર્આન"ને એવી શૈલીમાં લખેલી છે કે, કુર્આનની ટેક્ષ્ટ (મૂળ અરબી લખાણ)ના અનુવાદની સાથે સાથે જ તેની તફસીર અને ખુલાસો કૌંસમાં જ કરી દીધો છે. તરજુમાને એના ઉપર લખીને અને તફસીરને કૌંસમાં લખીને અલગ પાડી દીધી છે. એવી જ રીતે કૌંસની બહારનું લખાણ કુર્આનનો તરજુમો છે અને કૌંસમાં એની તફસીર છે. ઘણા લોકોએ આ તરજુમાને અલગ કરીને કુર્આન મજીદની ટેક્ષ્ટ (મૂળ અરબી લખાણ)ની નીચેના તરજુમાને હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ના જીવનકાળ દરમિયાન જ પ્રકાશિત કરી દીધો હતો.

મારી નજર સમક્ષ "બયાનુલ કુર્આન"ને સરળ ભાષામાં કરવાનું કાર્ય પ્રથમથી જ હતું. તે વખતે નાચીઝે હઝરતની આ તફસીરને ખુલાસાના નામથી તફસીરની શરૂઆતમાં જેમનું તેમ ફક્ત થોડી વધ–ઘટ સાથે નકલ કરી દીધું છે અને ત્યારે આ તફસીરમાં જે જગ્યાએ ખાસ વ્યાખ્યાઓ અને મુશ્કેલ શબ્દો આવતા હતા, ત્યાં તેને સરળ શબ્દોમાં પરિવર્તિત કરી દીધા અને તેનું નામ "ખુલાસ એ તફસીર" રાખવું એટલા માટે યોગ્ય હતું કે, હઝરત (રહ.)એ બયાનુલ કુર્આનની પ્રસ્તાવનામાં પોતે લખ્યું છે કે તેને તફસીરનું ટૂંક સ્વરૂપ અથવા વિગતવારનો અનુવાદ કહી શકાય છે.



અને જો કોઈ વિષય માત્ર વિદ્વતાપૂર્ણ અને મુશ્કેલ હતો તો તેને અલગથી મઆરિફ અને મસાઈલમાં પોતાની સરળ ભાષામાં લખી દીધો. જેથી વ્યસ્ત માણસ જો વધારે અભ્યાસ ન કરી શકે તો આ તફસીરના ખુલાસા વડે ઓછામાં ઓછું કુર્આનના અર્થોને સારી રીતે સમજી શકે. બંને અગત્યની જરૂરી બાબતો પ્રથમવારના પ્રકાશન વખતે પહેલા الٓمٓ સિપારાની પ્રથમ વિભાગની આયત નં. ૪૪ મઆરિફ (મૂળ કિતાબના) ભાગ – ૧, પેજ ૫૬ સુધી ન થઈ શક્યું હતું. હવે, બીજા પ્રકાશનમાં આ ભાગને સંપૂર્ણ કરી આખી તફસીર પ્રમાણે કરી દીધો છે. જો કે એક અગત્યની વાત જે બીજા વિભાગની શરૂઆતમાં થઈ કે, કુર્આનની ટેક્ષ્ટની નીચે શયખુલ હિન્દ (રહ.)નો અનુવાદ લખવામાં આવે. જે પ્રથમ પ્રકાશનના ભાગમાં ન હતું, બીજા પ્રકાશનમાં તેને ટેક્ષ્ટ નીચે લખીને તે પ્રમાણે કરી દીધું. આ બંને કામો ઉમ્મતના મહાન ઉલમાએ કરેલા હતા.

(૩) ત્રીજું કામ જે મુજ નાચીઝનું ગણાય છે તે "મઆરિફો મસાઈલ"નો

વિષય છે. એમાં પણ વિચાર કરવામાં આવે તો નાચીઝની ફક્ત ઉર્દૂ લિપી જ છે. વિષયો બધા ઉમ્મતના મહાન ઉલમાની તફસીરમાંથી લેવામાં આવ્યા છે, જેનો હવાલો દરેક જગ્યાએ લખી જ દીધો છે. તેમાં નાચીઝે અમુક બાબતો વિશેષરૂપે કરી છે.

(અ) ઉલમા માટે કુર્આનની તફસીરમાં સૌ પ્રથમ અને મહત્ત્વનું કામ શબ્દોનું સંશોધન, વ્યાકરણ પ્રમાણે વાક્યોનું બંધારણ, વર્ણન કરવાની પદ્ધતિ અને કિરાઅતની વિવિધતાની ચર્ચાઓ હોય છે. જે નિઃશંક વિદ્વવાન લોકો માટે કુર્આન સમજવા માટે પાયાની ઈંટ ગણાય છે, તેના દ્વારા કુર્આનના સાચા અર્થો સુધી પહોંચી શકાય છે પરંતુ અવામ (સામાન્ય જનસમૂહ) તો અવામ છે. આજકાલ તો ઘણા જ્ઞાની લોકો પણ આ વિગતોમાં ઊલઝન અનુભવે છે, તો પછી સામાન્ય જનસમૂહ માટે ખાસ ચર્ચાઓ તેમની સમજ બહારની વસ્તુઓ છે. અને મૂળ હેતુમાં અંતરાય બને છે, તેઓ સમજવા લાગે છે કે કુર્આનને સમજીને પઢવું મુશ્કેલ કામ છે. અલબત્ત કુર્આન કરીમનો જે મૂળ હેતુ છે તે એ છે કે, વ્યક્તિનો સંબંધ પોતાના રબની સાથે મજબૂત થાય અને પરિણામે તે ભૌતિક સુખસાહ્યબી ભોગવવામાં અતિરેક ન કરે કે, જેથી તે દીનના માર્ગમાં અંતરાય ન બને. દુનિયાથી વધારે આખિરત (પરલોક)ની ફિકર પૈદા થાય, અને વ્યક્તિ પોતાના દરેક ઉચ્ચારણો અને પ્રવૃત્તિઓ પર વિચારવાની ટેવ ધરાવતો થઈ જાય કે તેમાં કોઈ બાબત અલ્લાહ અને તેના રસૂલ ﷺ વિરૂદ્ધ તો નથી !? આ બાબતને કુર્આનમાં એટલું સરળ બનાવી દીધું કે સામાન્ય વાંચતો લખતો વ્યક્તિ પણ પોતે જોઈને અને બિલકુલ અભણ અને અજ્ઞાની વ્યક્તિ સાંભળીને તેનો ફાયદો ઉઠાવી શકે છે. કુર્આને કરીમે પોતે એવું એ'લાન કર્યું છે, وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ તફસીર "મઆરિફુલ કુર્આન"માં સામાન્ય જનસમૂહને નજર સમક્ષ રાખીને વિદ્વવતાપૂર્ણ અને ગહન ફિલસુફીપૂર્ણ વિગતો ઉલ્લેખવામાં નથી આવી. બલકે, તફસીરના ઈમામોના નિવેદનોમાં જેને સર્વમાન્ય રીતે સર્વગ્રાહી સ્વીકૃતિ પ્રાપ્ત છે તે પ્રમાણેની તફસીરનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને અમુક અમુક સ્થળોએ આવશ્યકતા અનુસાર થોડીક ચર્ચા પણ લખી દીધી છે, તો પણ એ બાબત ધ્યાનમાં રાખીને જ આવું કરવામાં આવ્યું છે કે, માત્ર

વિદ્વતાપૂર્ણ વ્યાખ્યાઓ, અર્થઘટનો અને પ્રખ્યાત ન હોય તેવા અસામાન્ય અઘરા શબ્દો ન આવે અને એટલા માટે એવા વિદ્વતાપૂર્ણ ઉલ્લેખોને છોડી દેવામાં આવ્યા છે જે સામાન્ય જનસમૂહ માટે બિનજરૂરી અને તેમના બૌદ્ધિક સ્તર કરતાં ઉચ્ચ કક્ષાનું હોય.

(બ) આધારભૂત પ્રમાણો દ્વારા પ્રમાણિત અને ભરોસાપાત્ર તફસીરોમાંથી એવા વિષયોને મહત્ત્વ આપીને ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જે વ્યક્તિના હૃદયમાં કુર્આનની ઈજ્જત, પ્રતિષ્ઠા તથા અલ્લાહ અને તેના રસૂલ ﷺની ઈજ્જત અને મહોબ્બતને વધારતા હોય અને કુર્આન પર અમલ કરવા માટે અને પોતાની સુધારણા કરવા માટે પ્રેરણા આપતા હોય.

(ક) એ બાબત પર કૌમોનું ઈમાન છે કે, કુર્આન કાયમ સુધી આવનારી નસ્લો (પેઢીઓ)ના માર્ગદર્શન માટે નાઝિલ થયું છે અને કયામત સુધી પેદા થનારી તમામ સમસ્યાઓનો હલ તેમાં મૌજૂદ છે. માત્ર શરત એટલી છે કે, કુર્આન શરીફને રસૂલુલ્લાહ ﷺના વર્ણનો (હદીષો)ના ખુલાસાઓના પ્રકાશમાં જોવામાં અને પઢવામાં આવે અને તેમાં ચિંતનપૂર્વક વિચારણા કરવામાં આવે. એટલા માટે દરેક યુગમાં તફસીરના વિદ્વાનોએ પોત-પોતાની તફસીરોમાં તે નવી નવી બાબતો અને સમસ્યાઓની ચર્ચા પર ભાર મૂક્યો છે, જે તેમના સમયમાં ઉત્પન્ન થઈ હોય અથવા નાસ્તિકો અને બાતિલ શક્તિઓ દ્વારા શંકાઓ ઉપસ્થિત કરવામાં આવી હોય. એટલા માટે મધ્ય યુગની તફસીરોમાં મોઅતઝિલા, ઝહમિય્યા, સફવાનિયા વગેરે ફિરકાઓના રદિયા અને તેમની શંકાઓના નિવારણ પ્રચુર માત્રામાં જોવા મળે છે. નાચીઝે પણ આ જ સિદ્ધાંત પ્રમાણે એવી જ સમસ્યાઓ અને ચર્ચાને મહત્ત્વ આપ્યું છે જે વર્તમાન યુગના "મેસન" (ધર્મવિરોધી ગુપ્ત સંગઠનો) તરફથી ઉપસ્થિત કરવામાં આવી છે અથવા આ યુગના નાસ્તિકો, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ "મુસ્તશ્રિકીન" (તે પશ્ચિમના નાસ્તિકો, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કે જે પૂર્વીય ભાષાથી વાકેફ છે) દ્વારા મુસલમાનોના દિલોમાં શંકા-કુશંકા પૈદા કરવા માટે ઊભી કરવામાં આવે છે, ઉપરાંત આધુનિક સમસ્યાઓના નિવારણ માટેના પ્રયત્નો પણ કરવામાં આવ્યા છે કે, કુર્આન તથા સુન્નત અથવા ઉમ્મતના ફકીહો (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)ના

